ॐ श्री विश्वकर्मणेनमः

# श्री
# विश्वकर्मा सद्बोध माळा.


સંગ્રહ કરનાર તથા પ્રસિદ્ધ કરનાર

**ગુર્જર સુતાર હરજી લખુ દેશાણીઆ.**

કચ્છ ભડલીવાલા.



**શ્રી વિશ્વકર્મા ધર્મ પ્રકાશ મંડળ.**

રામસ્વામી ગાડીખાતા-કરાચી.


સત્ય, મોક્ષ, આરોગ્ય ને, બુદ્ધિ કળા વિવેક.
એ સહુ ઉન્નતિ માર્ગનું, સ્વધર્મ સાધન એક.

દા. ભે.


આવૃત્તિ ૧લી | પ્રત ૫ | સને ૧૯૨૧.

વિક્રમ સંવત ૧૯૭૭ વસંત પંચમી રવિવાર. | કિંમત રૂ. ૧-૦-૦.

ॐ श्री विश्वकर्मणेनमः

श्री

# विश्वकर्मा सद्बोध माळा.

સંગ્રહ કરનાર તથા પ્રસિદ્ધ કરનાર


ગુર્જર સુતાર હરજી લખુ દેશરીઆ.

કચ્છ ભડલીવાલા.



શ્રી વિશ્વકર્મા ધર્મ પ્રકાશ મંડળ.

રામસ્વામી ગાડીખાતા–કરાચી.


સત્ય, મોક્ષ, આરોગ્ય ને, બુદ્ધિ કળા વિવેક.
એ સઉ ઉન્નતિ માર્ગનું, સ્વધર્મ સાધન એક.

દા. એ.


આવૃત્તિ ૧લી  પ્રત ૧૨૫.  સને ૧૯૨૧.

વિક્રમ સંવત ૧૯૭૭. વસંત પંચમી રવિવાર.

કિંમત રૂા. ૧–૦–૦.

# પ્રસ્તાવના.

જન્મ ધરિ આ જગતમાં, ભજ્યા નહિ ભગવાન;
સ્વધર્મને સાધ્યો નહિ, તે નર પશુ સમાન.

ગો. દે. પુરાણી.

આજ કાલ વિમાન આદિ યાંત્રિક શોધોથી આપણને આશ્ચર્ય થાય છે, આનું કારણ એજ કે આપણામાં કળાની ખામી. પણ આપણાં કળા વિષેનાં મળી આવતાં પુસ્તકોથી અને આપણા હિંદુ ધર્મનાં પુસ્તકો જેવાં કે રામાયણ, મહાભારત, શિવપુરાણ અને હાલમાં દૃષ્ટિગોચર થતાં શિલ્પકામના ઉત્તમ નમુનાથી માલુમ પડે છે કે એક વખત આપણા પૂર્વજો પણ શોધ ખોળમાં આગળ પડતો ભાગ લેતા હતા, અને સ્વધર્મ પૂરા પ્રેમથી પાળતા હતા. પણ અફસોસની વાત એ છે કે, ઇષ્ટદેવ વિશ્વકર્માનો ધર્મ જે આપણો સ્વધર્મ કહેવાય છે તેને તજી દેતાં પરધર્મમાં પ્રેરાયા તેથીજ આપણી અમૂલ્ય શિલ્પકળાનું સર્વમાન્ય સ્થાન ગુમાવી બેઠા અને ઇર્ષા અને કુસંપના ભોગી બન્યા તેથી આપણા પૂર્વજોની પ્રસાદી રૂપ અમૂલ્ય શિલ્પ કળા પણ ખોઇ બેઠા. વળી આ તકનો લાભ લઇ વિદેશી અને આપણાથી ઉતરતી પંક્તિના લોકોએ આપણાં સ્થાનો લીધાં. અને આપણે જે સર્વમાન્ય અને સર્વોપરી હતા, તે સર્વોપરીપણું અને માન આજે ગુમાવી આપણાથી ઉતરતા વર્ગના લોકોનું દાસત્વ કરીએ છીએ; એટલુંજ નહિ પણ તેવા લોકો આપણને મૂર્ખની કોટીમાંજ ગણે છે જે આપણને ગરજને માર્યે સહેવું પડે છે, એટલુંજ નહિ પણ આપણામાં કોઇ પાસે કામનું જ્ઞાન હશે તો તે

કળા પોતાના જ્ઞાતિબંધુને નહિ બતાવે એમ પણ જોવામાં આવે છે. આમ કરવાનું કારણ કેટલાક એમ સમજતા હોય છે કે મારા પાસે જે કામની સારી રીતો છે તે બીજાને બતાવવાથી તે તેમાં બાહોશ થાય તો પોતાનું માન ઉતરી જશે આવી ધારણાથીજ જ્ઞાતિ બંધુ તરફ તેવાઓ આવું ધિઃક્કારયુક્ત વર્તન કરે છે. આવા ખોટા વ્હેમોથીજ આપણી જ્ઞાતિની અધોગતિ થઇ છે. તેવાઓ વિચારતા નથી કે " સૌ સૌ પોતાનું ભલું યા બુરૂં કિસ્મત ભોગવે છે. " કોઇનું કીસ્મત કોઇ ફેરવી નથી શકતો આમ કુદરતનો નિયમ છે. લોકો સમજે છે છતાં પણ વખત પર તેઓ ઇર્ષાના પાપી પંજામાં ફસાય છે અને તેથી તેઓ અવળે રસ્તે દોરાઇ જ્ઞાતિની પાયમાલી કરે છે. ધર્મ નાશ થતાં નાસ્તિકોના મનમાં આવા નિચ વિકારો પેદા થાય એમાં કાંઇ નવાઈ નથી. તો આપણા હાથેજ આવા નીંદનીય વિચારોથી આપણી પાયમાલી થાય છે તો તેવા અધમ વિચારો હવે આપણા જ્ઞાતિ બંધુઓ તજી દે એવી પરમકૃપાળુ પરમાત્મા વિશ્વકર્મા પ્રતિ અમારી નમ્ર પ્રાર્થના છે

વળી અત્રે એ પણ જણાવવાની જરૂર છે કે એક વખત આ પુણ્ય પવિત્ર ભારત દેશના શિલ્પી અને શિલ્પકળાએ આખી દુનિયામાં દિગ્વિજય કર્યો હતો તેજ શિલ્પકળાના નિપુણ શોધકોના સંતાનો આજે સ્વધર્મહીન, કળાહીન, માનહીન, ધનહીન, બુદ્ધિહીન, થઇ બેઠા એ બીજા કોઇનો નહિ પણ " સ્વધર્મ " ત્યાગનો સાક્ષાત્કાર છે. ટુંકમાં સમજો તો દેશમાં જેવા આપણા વડવાઓ સુખી હતા તેટલા " અચ્છા કપડા ને ખીસા ખાલી " માફક આપણે બહાર દેખાદેખીએ ભભકો કરીએ છીએ પણ ખરૂં

જોતાં અંદરખાને તો સુખી કોઈકજ નીકળશે.

તો ભાઈઓ ! વિશ્વકર્માનો ધર્મ જે આપણો સ્વધર્મ લેખાય છે, તેને તજી દેતાં આપણી કેટલી અધોગતિ થઈ છે, તે ઉપરના ટુંક વિવેચનથી સમજાયું હશે. હવે જાગવાની જરૂર છે માટે ચેતો, જાગો, અને તમારી ઉન્નતિ કરવા ચાહતા હો તો ઇષ્ટદેવ વિશ્વકર્માનું પુજન સ્મરણ તનમનથી કરો અને ઇષ્ટધર્મને ફરીથી ઉજ્વળ કરી ભારતદેશની શિલ્પકળાનો વિજય ડંકો પુનઃ આખી પૃથ્વીમાં ગજાવો અને નક્કી સમજો કે, "સ્વધર્મ" થીજ સર્વે પ્રકારની ઉન્નતિ છે.

ગીતામાં શ્રી કૃષ્ણે અર્જુન પ્રતિ કહ્યું છે કેઃ—

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात्स्वनु ष्ठितात् ॥
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावह ॥ ३५ ॥

ગીતા અધ્યાય ત્રીજો.

અર્થ—પરાયો ધર્મ આચરવા કરતાં પોતાનો ધર્મ ઉતરતા ગુણવાળો હોય તોપણ તે શ્રેય કરનારો છે. સ્વધર્મમાં રહીને મરવું સારૂં છે, પરંતુ પારકો ધર્મ તો એથી–પણ વધારે ભય ભરેલો છે.

હવે પ્રસ્તાવના વધી જવાથી અંતમાં એટલુંજ જણાવીશું કે ભાઈ હરજી લખુના ત્રણ ચાર વરસના ધીમા પ્રયત્ને આ પુસ્તક પ્રસિદ્ધ થવા પામ્યું છે પણ તેમનો વિદ્યાભ્યાસ વધુ ન હોવાથી આ પુસ્તક અંદર અનેક ભૂલ, દોષ હશે તો તેને વાંચક વર્ગ દરગુજર કરી અમને યોગ્ય સુચના કરશે તો અન્ય

આવૃત્તિમાં સુધારો કરી લેશું અને આથી વિશ્વકર્માવંશીય વિદ્વાન બંધુઓને વિદિત કરવાનું કે અમારા જેવા અલ્પ અભ્યાસી પોતાના સ્વધર્મ માટે પોતાના અભ્યાસ કરતાં વધારે પ્રયત્ન કરે અને જેઓ વિદ્યાના પૂરા ઉપાસકો હોવા છતાં સ્વધર્મ બાબત જરી પણ પોતાની જ્ઞાતિ ફરજ ન બજાવે તો એથી વધારે તેના માટે બીજું કયું શોચનીય કાર્ય હોઇ શકે ? આથી આપણી જ્ઞાતિના વિદ્વાન બંધુઓ પોતાના ધર્મને ઉજ્વળ બનાવવા તન, મન, અને ધનથી પ્રયત્ન કરે. અન્ય ધર્મમાં આપણા બંધુઓ હર્ષ ઘેલા થઇ ધનનો વ્યય કરે છે, તેમ નહિ કરતાં પોતાનો ઉદાર હાથ સ્વધર્મ પ્રતિ લંબાવે અને પુનઃ આપણો પવિત્ર સ્વધર્મ પળાય એજ આ પુસ્તક લખવાનો મૂળ હેતુ છે અને સ્વધર્મ પળાયો તો તેની સાથે વિદ્યા, કળા, જ્ઞાન જેવા સદ્ગુણોનું અવશ્ય આપણા મનમાં સીંચન થાય અને એથી આપણે જરૂર આપણી ઉન્નતિ કરી શકીએજ. પ્રભુ વિશ્વકર્મા અમારા બંધુઓને સદ્બુદ્ધિ આપે એમ ઇચ્છી વિરમીશું.

વિજયાદશમી
સંવત
૧૯૭૬.

લી. સ્વધર્મ શુભેચ્છકો
શ્રી વિશ્વકર્મા ધર્મ પ્રકાશ મંડળ.
રામસ્વામી ગાડીખાતા—કરાચી.

શ્રી ગણેશ સરસ્વતિ નમ:

---

શ્રી વિશ્વકર્મણે નમ:

# *શ્રી વિશ્વકર્મા સદ્‌બોધમાળા.*

---

## મંગલાચ્ચરણ.

### ગીતિ.

પ્રથમ ગણેશ સ્મરીને, સહાય સદા રિદ્ધ સિદ્ધ સ્વામિ માગું;
સરસ્વતિ શુભ મતિ દે, શુભાશિષ પદ શૉર નામી યાચું.

## વિશ્વકર્મા સ્તુતિ.

ૐ પ્રણુમું વિશ્વાત્મક સ્વામી
કુમતિ કષ્ટ અઘ કાપો— ૐ.
આપ કૃપા થકી ભવ જળ તરતાં
વાર ન લાગે વિઘ્ન જરીએ,
મંગળ કર શૉર સ્થાપો— ૐ૦
શરણુ ગ્રહી સહુ સુત્રધારોને
હ્રદય દ્દષ્ટ ભક્તિ ભરજો,
અભય સર્વ સુત સ્થાપો— ૐ૦
અવર ધર્મે તમ બાળ ભટકતા,
તે જન પુનઃ સ્વધર્મ ધરે
અંતર દુર્બુદ્ધ કાપો— ૐ.
હંસ વાહન ત્રિનેત્ર પોથી કર,
તુંબી પાત્ર ગજ સુત્ર ધરા.
કૃતિ પતિ હરો ત્રય તાપો— ૐ.

વિશ્વકર્મા તમ વંશ તણી પ્રભુ,
ઉન્નતિ કરો કરૂણા કરીને,
પ્રલય કરો સૌ પાપો— ૐ.
વિશ્વપતિ પદ વંદું કૃતિ વર
સહાય કરો શીર કર ધરીને,
**દામ** શુભાશિષ આપો— ૐ.

---

# पूजा विधि.

ब्राह्मे मूहुर्ते चोत्थाय स्मृत्वा देवं गजाधरं ॥
मुख प्रक्षालनंचैव कारयेद्विधि वद्‌बुधः ॥ १ ॥

બ્રાહ્મ મુહૂર્તમાં ઊઠીને દેવના દેવ એવા ગજને ધારણ કરનાર શ્રી વિશ્વકર્માને હું સંભરૂં છું. (બ્રાહ્મ મુહૂર્ત એટલે બે ઘડી રાત હોય ત્યારે) એ વખતે પોતાના ઇષ્ટદેવ વિશ્વકર્માને સંભારી પછી હાથ પગ મોઢું ધોવું પછી નીચે પ્રમાણે પ્રાતઃકાલની સ્તુતિ બોલવી.

अष्ट भुजा विश्वकर्मा सर्व देव पितामह
चतुर्भूजा विश्वकर्मा सर्व देव सुपूजितः
सर्व शास्त्र प्रवक्ता च देवनां च गुरोर्गुरु
द्विभुजा विश्वकर्मा स्थावरो जंगम पिताः
पुरुषो देव पुरुषो जातो मानी च सुंदरः
पुरुषोष्टभुजश्चैव ब्रह्मकार्य विशारदः

अनंतशक्ति रेतस्य स्थावरे जंगमेषु च
अष्टभुजो विश्वकर्मा सर्वदेव पितामह
प्रजापतिश्चतुर्भुजो चतुर्वेद विशारदाः
अतिव सुंदर श्रीमान् कामदेव सम प्रभः
ज्ञानेन वयसा वृद्धो दर्शनीय किशोरवत्
चतुर्भुजो विश्वकर्मा शिल्पीनांच गुरोर्गुरु
शुद्धंकुलं ब्रह्मकुलो च जातो। यो विश्वकर्मा जगत् प्रसिद्ध।
कृतेयुगेयामह देव संघै। स्तुति कृताया पृथिवी धरैश्च ॥

સત્વ, રજ, તમોગુણને ધારણ કરનાર તથા મુખકમલ જેનું હસતું છે એવા શોભિત અને વિશાળ જેનું કપાલ છે એવા અંગપુંજ શોભિત છે. બાજુબંધ, કુંડલ, મુકુટને ધારણ કરનારા એવા દેવના દેવ વિશ્વકર્માને હું પ્રણામ કરૂં છું. ત્રિગુણાત્મક જેના ચરણ કમલને બ્રહ્મા વગેરે દેવોએ નમેલા એવા વિશ્વકર્મા તેને હું સવારના પહોરમાં પગે લાગું છું કે જેનું સ્મરણ સંસાર રૂપી કાળને હરવાવાળું અને કલ્યાણ કરનારૂં છે એવા જે ઇષ્ટ દેવ શ્રી વિશ્વકર્મા તેને હું સવારમાં પગે લાગું છું. વળી સંસારના ભયને હરનારા સુતરનો દોરો અને દંડ, ડાબા હાથમાં રાખેલું કમંડળ અને પુસ્તક લીધેલા ઘણીજ ઘરડી જેવી કાયા સૂર્ય ચંદ્ર અગ્નિ એ જેનાં નેત્ર છે એવા જે દેવાધિદેવ વિશ્વકર્મા તેને શરણે જાઉં છું. ખડ્ગ, ગદા, ઇત્યાદિ આયુધને પણ નિર્માણ કરનાર, વરદાન આપવાવાલા ત્રણ ગુણને ધારણ કરનાર એવા જે દેવ વિશ્વકર્મા તેને હું સવારમાં નમસ્કાર કરૂં છું.

પછી માતાપિતા, પૃથ્વિ, ગાય, તુલસી વગેરે પવિત્ર વસ્તુનું દર્શન કરવું. પછી ઝાડે જંગલ જવું તેમાં વિશ્વકર્માના ભકતે નૈઋત્ય ખુણામાં પાણીનું મોટું વાસણ લઇ ઉત્તર દિશા તરફ મુખ કરીને વસ્ત્રવડે માથું વીંટીને પૃથ્વિને ઘાસથી ઢાંકીને મુખને નિયમમાં રાખીને જનોઇ શીર ઉપર એટલે જમણે કાને ચડાવી મળમૂત્રનો ત્યાગ કરવો. (રાત હોય તો દક્ષિણ દિશા તરફ મુખ રાખવું.) પછી બે હાથને ત્રણવાર ધોવા, પગને બેવાર ધોવા અને આઠ કોગળા કરવા, પછી દાતણ કરવું. પછી સૂર્યનારાયણને નમસ્કાર કરવા. ઇષ્ટદેવનું, પંચદેવનું સ્મરણ કરવું; પછી સ્નાન કરવું, સ્નાન કરીને ધોયેલું સફેત વસ્ત્ર, રેશમી વસ્ત્ર અગર ધાબળી પહેરવી. ઉપવસ્ત્ર ખભે રાખવું. તે પણ ધોયેલું હોવું જોઇએ. પછી પાટલા ઉપર દર્ભનું, તેના ઉપર ઊનનું આસનીયું પાથરવું પછી પૂર્વ યા ઉત્તર તરફ મુખ રાખીને આચમન પ્રાણાયામ કરીને પછી ભસ્મ ધારણ કરવી અને પછી સંધ્યા શરૂ કરવી.

अथ भस्म धारण मंत्र–ॐ त्र्यंबकं यजामहे सुगंधीं पुष्टि वर्धनं उर्वारुकमीव बंधनान् मृत्योर्मुक्षीयमामृतात् ॐ त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् यद्देवेषु त्र्यायुषं तन्नो अस्तु त्र्यायुषम् એ મંત્ર ભણી કપાલે, હાથે, છાતીએ, નાભી, કંઠ વગેરે ઠેકાણે ભસ્મ લગાવવી. પછી ગાયત્રી મંત્રથી શિખા બાંધવી.

### ગાયત્રી મંત્ર

ॐ भुर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि धियो योनः प्रचोदयात् ॥

પછી પાણી લઇ નીચે પ્રમાણે સંકલ્પ કરવો:—

अत्राद्य महामांगल्य फलप्रद मासोत्तम मासे (અહીયાં મહીનાનું નામ લેવું) अमुक पक्षे (પક્ષનું નામ લેવું, શુક્લ યા કૃષ્ણ) अमुक वासरे (વારનુ નામ લેવું) प्रातःसंध्योपासनमहं करिष्ये ॥ પછી ॐ भूः पुनातु ॐ भुवः पुनातु ॐ स्वः पुनातु એમ ભણી ત્રણ આચમન લેવાં પછી પ્રાણાયામ કરવા તેની રીત એવી જે પ્રથમ જમણે નસકોરેથી ચડાવીને તેને બંધ કરી પછી નીચેનો મંત્ર મનમાં ત્રણ વખત ભણી અને પછી ડાબે નસકોરેથી ઊતારવો તે એક પ્રાણાયામ થયો. એવા ત્રણ પ્રાણાયામ કરવા:—

ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः ॐ तपः ॐ सत्यम् ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियोयोनः प्रचोदयात् ॐ आपो ज्योति रसोमृतं ब्रह्म भूर्भुवः स्वरोम् ॥

પછી ગાયત્રીનું આવાહન કરવું. સૂર્ય સામા હાથ જોડી રાખવા.

ॐ गायत्रीं त्र्यक्षरांबाळां साक्षसूत्र कमंडलुं रक्तवस्त्रां चतुर्हस्तां हंसवाहन संस्थिता ब्रह्माणि ब्रह्मदैवत्यां ब्रह्म लोक निवासिनीम् आवाहयाम्यहं देवीमायान्ती सूर्य मंडलात् आगच्छ वरदे देवी त्र्यक्षरे ब्रह्म वादिनी गायत्री छन्दसां मातर ब्रह्मयोनि नमोस्तुते ॥

પછી હાથમાં જલ લઇ મસ્તક, કંઠ, છાતી, ઉદર વગેરે ઠેકાણે નીચેના મંત્રોથી માર્જન કરવું.

ॐ आपो हिष्टा मयो भुवस्तान उर्जे दधातनः महेरणाय चक्षसे ॐ योवः शिवतमो रसस्तस्य भाजयतेहनः उशतिरिव मातरः तस्माऽरंगमामवो यस्य क्षयाय जिन्वथ आपो जन यथाचनः

ત્યાર પછી નીચેના મંત્રો ભણીને બે આચમન કરવાં:—

ॐ सूर्यश्च मा मन्युश्च मन्यु पतयश्च मन्यु कृतेभ्यः पापेभ्यो रक्षंताम् यद्रात्र्या पापमकार्षं मनसा वाचा हस्ताभ्यां पद्भ्यां मुदेरण शिश्ना रात्रीस्तदवलुंपतु यत् किंचित् दुरितंमयि इद महं मामृतयोनौ सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा

આ પ્રમાણે આચમન લઇ પછી ડાબા હાથમાં પાણી લઇ જમણો હાથ ઢાંકીને ડાબા નસકોરા પાસે રાખીને નીચેનો મંત્ર ભણીને પછી તે પાણી બાજુમાં ફેંકી દેવું.

ॐ द्रुपदादिव मुमुचान स्विन्न स्नातो मलादिव पुतं पवित्रेण वाज्य मापः शुन्धन्तु मैनसः

ત્યાર પછી લખેલ મંત્રથી સૂર્યનારાયણને જલ ચંદન પુષ્પ સહીત અર્ધ્ય આપવો. જો દીવસ ઉગ્યો હોય તો ચાર અર્ધ્ય અથવા ત્રણ અર્ધ્ય આપવા. (ખોબામાં પાણી ભરીને)

ॐ भुर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य। धीमहि धियो योनः प्रचोदयात्

ત્યાર પછી સૂર્યના સામા ઉંચા હાથ કરી નીચે પ્રમાણેના મંત્રો ભણવા:—

ॐ उद्वयं तमसस्परि स्वः पश्यन्तऽउत्तरम् देवंदेवत्रा

सूर्य मगन्मज्योतिरुत्तमम् ॥१॥ ॐ उदुत्यं जातवे दसं देवं वहन्ति केतवः दशे विश्वाय सूर्यम् ॥ चित्रं देवानामुद्गादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः आप्राद्यावा पृथिवी अंतरिक्षङ्सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॐ तच्चक्षुर्देव हितं पुरस्ताच्छुक्र मुच्चरत पश्येम शरदः शतंजीवेम शरदः शतं शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ ॥

ત્યારપછી ગાયત્રીનો ૧૦૮ વાર જપ કરવો.

उत्तमे शीखरे जाता भूम्यां पर्वत मूर्धनी

ત્યારપછી હાથમાં જલ લઇ अनेन प्रातः संध्याख्येन कर्मणा श्रीभगवान ब्रह्मस्वरुपी सवितादेवता प्रियतां न मम એ પ્રમાણે બોલીને સંધ્યા પુરી કરવી.

## અથ શ્રી વિશ્વકર્મા પૂજનવિધિ.

श्री गणेशाय नमः इष्ट देवताभ्यो नमः કુલદેવતાભ્યો નમઃ ગ્રામદેવતાભ્યો નમઃ સ્થાનદેવતાભ્યો નમઃ વાસ્તુદેવતાભ્યો નમઃ સર્વેભ્યો દેવેભ્યો નમઃ સર્વેભ્યો બ્રાહ્મણેભ્યો નમઃ એતત્કર્મ પ્રધાન દેવતાભ્યો નમઃ આદિત્યાદિ નવગ્રહ દેવતાભ્યો નમઃ ॥ સુમુખશ્ચૈકદંતશ્ચ કપિલો ગજકર્ણકઃ લંબોદરશ્ચ વિકટો વિઘ્નનાશો ગણાધિપઃ ધુમ્રકેતુ ગણાધ્યક્ષો ભાલચંદ્રો ગજાનન દ્વાદશૈ તાની- નામાની યઃ પઠેત્શૃણુ યાદપિ વિદ્યારંભે વિવાહેચ પ્રવેશે નિર્ગમે તથા સંગ્રામે સંકટેશ્ચૈવ વિઘ્નસ્તસ્ય ન જાયતે શુક્લાંબરં ધરં દેવં

શશિવર્ણં ચતુર્ભુજં પ્રસન્નવદનં ધ્યાયેત્ સર્વ વિઘ્નોપશાંતયે સર્વ મંગલ માંગલ્યે શિવે સર્વાર્થ સાધિકે શરણ્યે ત્ર્યંબકે ગૌરી નારાયણિ નમોસ્તુતે સર્વદા સર્વ કાર્મેષુ નાસ્તિ તેષાંમમંગલં યેષાં હૃદિસ્થો ભગવાનમંગલાયતનં હરિઃ તદેવ લગ્નં સુદિનં તદેવ તારાબલં ચંદ્રબલં તદેવ વિદ્યાબલં દૈવબલં તદેવ લક્ષ્મીપતે તેંધ્રિ યુગં સ્મરામિ લાભસ્તેષાં જયસ્તેષાં કુતસ્તેષાં પરાજય યેષાં મિન્દિ વરશ્યામો હૃદયસ્થો જનાર્દન વિનાયકં ગુરૂં ભાનું બ્રહ્મ વિષ્ણુ મહેશ્વરાન્ ॥ (હાથમાં પાણી લેવું) શ્રીમદ્ભગવતો મહા પુરૂષસ્ય વિષ્ણો રાજ્ઞયા પ્રવર્તમાનસ્ય અદ્ય બ્રહ્મણઃ દ્વિતિયે પરાર્ધે વિષ્ણુપદે શ્રી શ્વેત વારાહ કલ્પે વૈવસ્વત મનવંતરે કલીયુગે પ્રથમ ચરણે ભરતખંડે જંબુદ્વીપે દંડકારણ્યે ગોદાવર્યા પશ્ચિમે તીરે શાલીવાહન શાકે અમુક ઋતૌ અમુક માસે અમુક પક્ષે અમુક તિથૌ અમુક વાસરે મમાત્મનઃ શ્રુતિ સ્મૃતિ પુરાણોક્ત ફળ પ્રાપ્ત્યર્થં મમાત્મનઃ શ્રી વિશ્વકર્મા દેવતા પ્રીત્યર્થં યથા મિલિતોપચાર દ્રવ્યૈઃ પૂજનમહં કરિષ્યે. (ઉપર પ્રમાણે ભણી હાથમાં રાખેલું જલ નીચે મુકવું)

ત્યારપછી હાથ જોડીને નીચે પ્રમાણે આવાહન કરવું:—

तमद्भुतं पुरुषमंबुजेक्षणं चतुर्भुजं पंचभुजं त्रिनेत्रं श्री वत्स लक्ष्मींगद कोटिकौस्तुभं पितांबर स्फाटिक मौक्तिकोयं ज्योतिर्मयं शांतमयं प्रदिप्तं विश्वात्मकं विश्वजितंनिरीहं आद्यंत शुन्यं सकलं कलामयं श्री विश्वकर्माणमहं नमामि એ મંત્રવડે ધ્યાન કરવું પછી નીચે પ્રમાણે આવાહન કરવું:—

ગણગણાવૃતં અબ્ધિ જાધરં મૃગજ ભુષણં ભુતિભુષિતં મણી ગણાવૃતૈરહંણુત્ચ્છતે વિમલભાસમાવાહયામ્યહં ॥ શ્રી વિશ્વકર્મણે

નમઃ આવાહનાર્થે અક્ષતાન્ સમર્પયામિ ॥ વિધિ મુખામરૈ નમઃ મુર્તિભિપ્રણતઆશ્રિતં દુર્ઘરાદિમત વરમણી પ્રભા સુંદરં નવ ભજ ભગ્નસનં સ્વર્ણ સંભવં શ્રી વિશ્વકર્મણે નમઃ આસનાર્થે અક્ષતાન્ સમર્પયામિ ॥ ભવભયોધૃતેયત્પદર્ચનાત સકલ સંપદાં દાયકં ચમત જલભવાદિયુક્ પાદ્યમુત્તમં પરમ કલ્પયેત્વત્ પદાયતે ॥ શ્રી વિશ્વકર્મણે નમઃ સ્નાનં સમર્પયામિ ॥

યદ્યપિ સેવીતાં તાપ સંતતી ર્ભવતીનીઃ ફ્લા તામ્ર પાત્ર ગં॥ સમર્પયાદિ યુક્ તીર્થ વારિભિઃ પ્રભુ સમર્પયેત્ અર્ધ્ય મુત્તમમં ॥ શ્રી વિશ્વકર્મણે અર્ધ્યં સમર્પયામિ ॥ તવર માયુજ સેવનાજ્જના નૃપતિ સિભિભાસંભર્વાત્ત હી ॥ સુર સમાધિમત્ તિર્થવારિયત્ પ્રભુ દદામ્યથાઽચમ્યમુત્તમમં ॥ શ્રી વિશ્વકર્મણે આચમનં સમર્પયમિ પય દધિ ઘૃતં સ્વાંગમર્પિતં મધુ સિતં શુભં ગૃહ્યતાં પ્રભો ॥ કૃપણ વત્સલ હે દયાનિધિ દ્રવ્ય પંચકે સ્નાપયામ્યહં॥ શ્રી વિશ્વકર્મણે પંચામૃત સ્નાનં સમર્પયામિ॥ કુસુમ વાસના વાસિતા શ્રમઃ કલશ સંસ્મૃતે તીર્થ વારીયત્॥ પરમ વારિભિ સમર્પયામિ ચરણ પંકજં સ્નાપયેત્ પ્રભુ॥ શ્રી વિશ્વકર્મણે શુધ્ધોદક સ્નાનં સમર્પયામિ॥ સુવર્ણ નિર્મિતં ચિત્રવર્ણકં વસ્ત્ર સન્મુકા સ્પર્શ ભાગીદં ॥ નિજ ચોદાવર પ્રાર્થનામરા સ્તવ સમર્પયે વસ્ત્રમુત્તમં શ્રી વિશ્વકર્મણે વસ્ત્રં સમર્પયામિ ॥ ત્રિગુણિતં સિલૈરર્ક તંતુભિ કૃતમિદં મયા ભક્તિ ભાવતઃ ત્રિગુણિતં મુદા બંધ મોચકં પ્રભુ વિભુશિતં યજ્ઞ સુત્રકં॥ શ્રી વિશ્વકર્મણે યજ્ઞોપવિતાની સમર્પયામિ ॥ તવર માયુજંઃ સેવનાજ્જનાં નૃપતિ સન્નિભાઃ સંભવંતીઃ સુરસભાધિમત્ તીર્થવારિભિ પ્રભુ દદામ્યથા આચમ્યમુત્તમં॥ વિશ્વકર્મણે આચમનીયં સમર્પયામિ॥ તપનીયમ યરૈલંકરોમિ ત્રિદશૈ સ્તવત્પદંત્વદંગ મેતત્ મણિ ભુષિત મધ્યમ

પ્રદેશૈર્જિત માર્તન્ડ કરૈ વિભુષણૈઃ ॥ શ્રી વિશ્વકર્મણે અલંકારાં સમર્પયામિ ॥ મૃગ મદા દિજં ગંધમુક્ષરા દુહિત સંભવં કુંકુ માન્વતં મુદિત ષટ્પદં તાપ નાશનં પ્રભુ સમર્પયે ગંધ મુત્તમં ગંધ સમર્પયામિ॥ રક્તવર્ણકં કુંકુમં શુભં યોષિતાં સદા પીતિ દાયકં ભવહરવિભો વિશ્વકર્મહે રાજ્યવશ્યકં કુંકુમંવરં॥ વિશ્વકર્મણે કુંકુમં સમર્પયામિ॥ ગંધમર્પણાનંતરં વિભો અક્ષતૈ સ્તુતે પુજયામ્યહં અંકુરાદિભિ પુષ્પ પત્રકૈ ગૃહતાં વિભો ॥ વિશ્વકર્મણે અક્ષતાં સમર્પયામિ. તૈલમર્દયે સ્નાન કર્મણિ યજ્ઞ ભુક્ સુખાનંદદાયકં ભક્ત પાલક વિશ્વકર્મણે અતિ સુગંધકે વાસીતં વિભો સુગંધી દ્રવ્યં સમર્પયામિ॥ બકુલ માલતીની પયુથિકા કનક પંકજૈ વાજી મારકઃ ॥ તુલસીલાસમૈઃ સિતરોદલૈ ભવતવાર્પણં મત્ કૃતાર્હણં ॥ શ્રી પુષ્પાણીં સમર્પયામી ॥ પછી અંગ પુજા કરવી ૐ વિશ્વકર્મણે નમઃ પાદૌ પુજયામિ ૐ વિશ્વ-કર્મણે નમઃ ગુલ્ફૌ પુજયામિ ૐ વિશ્વધાયનમઃ જાનો પુજયામિ ૐ વિશ્વસ્થગર્ભિનિ કૃનેનમઃ બાહૂં પુજયામિ વિશ્વરૂપાયનમઃ કંઠ પૂજયામિ ॥ વિશ્વોદ્‌ભવાયનમઃ મુખં પૂજયામિ ॥ વિશ્વ પ્રતાપ જગત પાલકાયનમઃ નેત્રૌ પુજયામિ જગદાધારાય નમઃ શિર પૂજયામિ ત્વષ્ટ્રે નમઃ સર્વાંગં પૂજયામિ अथ आवर्ण पूजा ૐ વિશ્વ પાલકા-યનમઃ વિશ્વકર્તૈ નમઃ વિશ્વ સંહર્તે નમઃ ॥ વિશ્વ રૂપિણેનમઃ ॥ નીરંજનાયનમઃ નીર્વિકારાયનમઃ ૐ નિર્મોહાયનમઃ॥ ૐ નિર્વૃતાયનમઃ નિરાકારાયનમઃ સાકારાયનમઃ જ્યોતિશેનમઃ પરમાયનમઃ ॥ પરમ-ગતયેનમઃ પરાત્પરાયનમઃ પ્રભવેનમઃ પરમગુરવેનમઃ પરમકીર્તયેનમઃ પરમાત્મનેનમઃ પરિપૂર્ણાયનમઃ અચ્યુતાયનમઃ અવ્યક્તાયનમઃ અનંતાયનમઃ અષ્ટસિધ્ધિમે દેહી શરણાગત વત્સલ ॥ ભક્તાસમ

ર્પયેતુભ્યં સમસ્તાવરણાર્ચનં ॥ અથવા ૧૦૮ નામ લેવાં. અબીલ નામકંચુર્ણ મુત્તમં કેતકીમયં ચારૂગંધયુત ॥ આનીતં મયા ભાવભક્તિતો દીનનાયક ગૃહ્યતાં વિભો ॥ શ્રી વિશ્વકર્મણે અબીલં સમર્પયામિ ॥ રકતી માયુતં સર્વ પ્રીતીદં ભાનુ ભાસ્કરં ભક્તિ તોહતં ॥ ગુલાલ નામકં ચુર્ણમુત્તમં અર્ધયે પ્રભો પુજનેતવ ॥ વિશ્વકર્મણે ગુલાલં સમર્પયામિ ॥ સીંદુરંસદા સર્વદાપ્રીયં દેવી દેવતા સૌખ્યદં સ્મૃતં ॥ યુવતિભિં સદા મસ્તકે ધૃતં સીંદુરેણવૈ પૂજયામ્યહં ॥ વિશ્વકર્મણે સીંદુરં સમર્પયામિ ॥ પીત વર્ણભા પુષ્ટિ કામદા ભોજને સદા સૌખ્યસંપદા અર્પયે પ્રભો પુજને સદા રજનીકામહં શંકર પ્રભો ॥ હરીદ્રાં સમર્પયામિ ॥ તનુજ દેહજે ધૂપ સંચયૈ પમુદિતામરૈર્ભૂતિદાકૃતે અગરૂ ગુગ્ગુલૈર્ભૂરિભુષણં પ્રભુ સમર્પયેધૂપ મુત્તમં ॥ ધૂપં સમર્પયામિ ॥ તિમીરહં પ્રભો સૂત્ર તતુભિ ઋતુસુવર્તિભિ પુષ્ટિદં શુભં ॥ અષ્ટ સિદ્ધિદં દ્રવ્ય સંતભં પ્રભુ સમર્પયેદ્દિપમુત્તમં ॥ દીપં સમર્પયાપિ ॥ નૈવેદ્યં સમર્પયામિ ૐ વિશ્વકર્મણેનમઃ ॥ ધેનૂ મુદ્રા કરવી. અમૃતિ કૃત્ય ગંધૈપુષ્પૈસં પુજ્ય ॥ વિવિધભક્ષણે ધાન્ય મીશ્રીતં કનક ભજને સ્થાપિતં પ્રભો સૂરૈઃ સરકૃતં સાખ્ય શર્કરં પ્રભુ નિવેદયે તૃપતિ દંતવા॥ નૈવેદ્યં સમર્પયામિ ॥ ગ્રાસ મુદ્રા કરવી ॥ પ્રાણાય સ્વાહા અપાનાય સ્વાહા વ્યાનાય સ્વાહા ઉદાનાય સ્વાહા સમાનાય સ્વાહા ॥ મધ્યેપાનીયં સમર્પયામિ ઉત્તરાપોશનં ॥ હસ્ત પ્રક્ષાલં ॥ કરોદ્વર્તનાર્થે ચંદનં સમર્પયામિ ફલેનફલીતં સર્વ સફલા શ્ર મનોરથા ફલાર્ધ્યં સ્ય પ્રસાદેન પ્રીયંતાં પરમેશ્વર ॥ ફલાની સમર્પયામિ વદન ભુષણાં પૂંગ ચૂર્ણયુકત અદીર ચુર્ણ કે દેવવંદિતે ફણીલતાદકોત્ કલમ બીડીકાં ભવદયા પરસ્વી કુરૂષ્વમે ॥ શ્રી વીશ્વકર્મણે તાંબુલં સમર્પયામિ ॥ ન્યુનાતિરિક્તપરી

પૂજન પૂર્તિ—કામા કામારયે સફળ કામ સુખ પ્રદાત્રે ગુહ્યાય ભવદૂપુશે સુરવંદિતાય મુદ્રાર્પણં ભગવંતેદ્ય સમર્પયામિ ॥ હીરણ્ય દક્ષિણાં સમર્પયામિ ॥ વરદ સંચિતં પૂર્વ જન્મ ભિ દહતિ કીલ મીશં ત્વત્ પ્રદક્ષિણા ॥ બહુ ગદાદિ ભિર્ધ્વસ્તચેતસં શરણમાગતં સર્વ પાહીમામ ॥ પ્રદક્ષિણા સમર્પયામિ ॥ તતો નમસ્કાર ॥ ત્રિ· વીધ તાપ હાયન્નમસ્કૃતૈર્યજન સંહિતા ભૂતિકારણં વિતનુતે પ્રભુ શ્ચિંતિતો મુદા ॥ શ્રી વીશ્વકર્મણે નમસ્કારં સમર્પયામિ ॥ પછી ઘંટીનુ પુજન કરવું. આગમાર્થન્તુ દેવાનાં ગમનાર્થંતુ રક્ષસામ કુરૂ ઘંટે મહાનાદં દેવતાલ્હાદનં કુરૂ ઘંટાયૈનમઃ ગંધં પુષ્પં સમ ર્પયામિ તતો આરાર્તિકં નીરાંજનં દીપાયનમઃ ચંદન પુષ્પં સમ ર્પયામિ ॥

---

જયદેવ જયદેવ જયજય જગદીશા (૨) સત્વાનાં પરિપાલ સર્વોત્તમ ઇશા જયજય ॥ અહોજનાર્દન રૂપ અખીલકર્તા (૨) શરણાંગત પ્રતિપાલક અદભુત ગતિકર્તા જય જય (૨) વિશ્વ કર્મા વ્યાપક સર્વોત્તમ રૂપં (૨) માયાનામાયા ધતા વિશ્વાકૃતિ કરતા (જય દેવ ૨) પ્રભુ પરાત્પર ચક્ષુ ત્વષ્ટા તવનામ (૨) કલ્પે કલ્પે રૂપે ધૃત્વા અભીરામ જયજય (૨) અદભુત વ્યામિ નિરંતર શરણાંગત ત્રાતા (૨) પાહિ પાહિ વ્યાપક અ.રત્યુત્તરિતા જયજય (૨) પંચવદન ત્રયનેત્ર અષ્ટ ભુજ કહીયે ચતુરાયુધ વિરાજે મણીમુગટ મોહીયે જય જય (૨) કૃતિ રહી અરધાંગે જગતીમીર હરતા (૨) બ્રહ્મા વિષ્ણુ સદાશીવ ધ્યાન સદા ધરતા જય જય (૨) વિણુ શ્યામસ્વરૂપ વિશ્વકૃતિપાલ (૨) આત્મા ઉવારીતા તાડિત રિપુ સંધા (૨) એ આરતિનો મોટો મહિમા સુરનર મુનીવર જાણે મુકતા પુષ્પ વધારે મનવાંચ્છીત ફલ પામે જય જય.

કરપુર ખંડેન મનોહરેણ સુવર્ણ પાત્રોદર સંસ્થિતેન પ્રદી પવાસા મન સંસ્થિતેન નીરાંજનં વાજગદીશ કુર્વે વિશ્વકર્મણે નમઃ આરાર્તિકં સમર્પયામિ નિરાંજનં સમર્પયામિ પુષ્પેણદેવાભિવંદન સ્વયમેવ વદનં હસ્ત પક્ષાલનં પછી હાથમાં ફુલ ચોખા લઇને નીચે પ્રમાણે બોલવું: ભજતદાસતામલ્ય ધીરયં યજનવિચ્યુતાં ક્ષમ્યતાં મિતિ વસ વસ પ્રભો હે કૃપાનિધિ હૃદય પંકજાભ્યંતરં નિશં ॥ પુષ્પાંજલી સમર્પયામિ ચોખા ફુલ દેવના ઉપર ચડાવવા. વિશ્વોદ્ભવ સ્થિતિ લયાદિષુ હેતુમેકં માયાશ્રયં વીગત માયેનચિં ત્યરૂપં ॥ આનંદ સાંદ્રમમલં નિજ બોધરૂપં સૃષ્ટચુદ્ભવં કૃતિપતિં સતતં નમામિ એક સ્વમાત્મઃ પુરૂષ પુરાતનઃ સત્યઃ સ્વયં જ્યોતિ રનંતઆધ નિત્યોક્ષરૌજસ્ત્ર સુખો નિરંજનઃ પૂર્ણોદયો મુકત ઉપા ધિતોમૃતઃ યઃબાહ્ય ધર્મેણ નૃપાછ્જીવંતી તત્રૈવહી શાશ્વતાં કોંધત્તેભગં સત્ય મૃતંદાં યશોભગાય રૂપાણીં દધ્યુગેયુગે. ॥ પછી હાથ જોડીને બોલવું: ભાવહીનં ભક્તીહીનં મંત્રહીનં ક્રીયાદિષુ તત્સર્વં ક્ષમ્યતાં દેવ પ્રસીદ પરમેશ્વર ત્વમેવ માતા પિતા ત્વમેવ ત્વમેવ બંધુ સખા ત્વમેવ ત્વમેવવિધા દ્રવિણ ત્વમેવ ત્વમેવ સર્વંમમ દેવ દેવ. અપરાધ સહસ્ત્રાણી ક્રીયતે હરનિશંમયા દાસોયમિતિમાં મત્વા ક્ષમસ્વ પરમે શ્વર ॥ યદક્ષર પદભ્રષ્ટં મત્રાહિનંતુ યદ્ભવેત ત્સર્વં ક્ષમ્યતાં દેવ પસિદ પરમેશ્વર પછી શકતી પ્રમાણે જપ કરવો ગાયત્રીનો અથવા મુલમંત્રનો. તત્પુરૂષાય વિદ્મહે વિશ્વકર્મણેધિમહિ તન્નોદેવ પ્રચોદયાત મુલમંત્ર ૐ વિશ્વકર્મણેનમઃ અથવા ૐ નમો ભગવતે વિશ્વકર્મણે નમઃ ૧ માલા તો જરૂર કરવી યથા શકત્યા જપકૃતેન કર્માધિશ પ્રીયતાં આમ બોલીને પાણી નીચે મુકવું. પછી બ્રાહ્મણની પુજા કરવી. બ્રહ્મણેનમઃ ગંધં સમર્પયામિ પુષ્પં સમર્પયામિ તતઃ આશી ર્વચન ગૃહીત્વા તેભ્યો દક્ષિણાં દદ્યાત્

બ્રાહ્મણ ક્ષત્રિયવૈશ્યાં સ્વસ્વ કર્માનુસારત નિર્મલં પુજનં કુર્યાત સ્મૃત્યુકત ફલ ભાગભવેત ॥ સુત્રધારશ્ચ શીલ્પીચ શ્રદ્ધા પૂર્વક માચરેત વિશ્વકર્માર્ચનંતસ્ય વૈશ્ય ધર્મે સદારતાન્ ॥ વૈશ્ય ધર્મેર તાન નિત્યં સર્વ સિદ્ધિ પ્રજાયતે નાનાલબ્ધ સુખં ભુકત્વાચાંતે વિશ્વ પદંલભેત્ નિશામ કાર્યં પ્રકરોતિયોવૈ ધન્ય પૃથવીતલેષુ ॥ ન તસ્ય ધાતા ફળદાતુ શકતઃ સચેવ ધન્યો દ્વિવિજા સ્તુવન્તિ નિશં કર્માનુગે ભકતસદા નિશાંકમાં ભાવના તે નરા સુખં માયાન્તિ હંતે નારાયણં પદમ્ ॥ અનન્યાંશ્ચિન્તયન્તોમાં યે જનાઃ પર્યુપાસતે તેષાં નિત્યાભિયુકતાનાં યોગક્ષેમં વહામ્યહં

કંબાસુત્રાંબુપાત્રં વહતિ કરતલે પુસ્તકં જ્ઞાન સૂત્રં
હંસા રૂઢ સ્ત્રિનેત્ર શુભ મુકુટશીરાઃ સર્વતો વૃદ્ધ કાયા
ત્રૈલોકયં યેન સૃષ્ટં સકલસુરગ્રહં રાજહમ્ય દિહર્મ્યે
દેવો સૌ સુત્રધારો જગદખિલ હિતઃ પાતુવો વિશ્વકર્મા

ઇતિશ્રી.

રત્નૈ કલ્પીતમાસનં હીમજલૈ સ્નાનંચ દિવ્યાંબરં નાનારત્ન વિભુશીતં મૃગ મદામોદાંકિતં ચંદનં જાતિ ચંપકબિલ્વ પત્ર રચિત પુષ્પંચધુપં તથા દીપં દેવ દયાનિધે પશુપતેહુત કલ્પીતં ગૃહ્ય તામ્ સૌવર્ણે મણિ ખંડરત્ન રચિતૈ પાત્રે ઘૃતં પાયસં ભક્ષ્યં પંચ વિધં પયોદધિયુતં રંભાફલં ફાનસમ્ ॥ શાકાનામયુતં જલં રૂચીકરંકર્પૂર ખંડોજ્વલં તાંબુલં મનસામયા વિરચિતં ભકત્યા પ્રભો સ્વીકુરૂ છત્રં ચામર યેર્યુગં વ્યજનકં ચ દર્શકં નીર્મલં વીણા ભેરી મૃદંગ કાહલકલા ગીતંચ નૃત્યં તથા સાષ્ટાંગ પ્રણુત સ્તુતિ બંહુ વિધાએ તત્સમસ્તંમયા સંકલ્પેન સમર્પીતંતવ વીભો ભકત્યાગૃ

હાણુ પ્રભો ॥ કરતલ ધૃત કુંભારાજમાન્યો મહેશા વિકચકમલ નેત્રૌ સર્પયજ્ઞોપવિતિ ઉરસી ધૃતજટા યાભારતિ દત્તવિત્તો ભવ વતુ દેવો વિશ્વકર્મા પ્રસન્ન ॥ ઇતિ સ્તુતિ સમાપ્તા

ઇતિ પૂજા પ્રયોગ:

---

# પદ.

( ઓધા જાણે તેને તો અમે જાણીએ રે ) એ રાગ.

દાન પુન્ય સ્વદેહ હીત આચરોરે
મદ માયા ને મોહ અળગો કરોરે— દાન૦
જીવ કૃતિપતિ સંગ તમે જોડજોરે
ખેવના ખરાબ અંતરે ન લાવજોરે— દાન૦
તાત વિશ્વકર્માજી દીલે ધારજોરે
કરો ભકિત તો પ્રભુ મન ભાવશોરે— દાન૦
છતી આંખે શું મોહ અંધ થાવછોરે
કુમતિ સરિતા પુરે શું તણાઓ છોરે— દાન૦
કર્મ ધર્મ નોકાથી સ્નેહ બાંધજોરે
માયા મોજાંને મન થકી ત્યાગજોરે— દાન૦
દાતા વિશ્વકર્મા સુબુદ્ધિ આપજોરે
લાગું પાય પ્રભુ કષ્ટ સહુ કાપજોરે— દાન૦

ધનાશ્રી

કરું પ્રિતે પ્રણામ વિશ્વકર્મા પ્રભુ કરું પ્રિતે હું પ્રણામ
સુમતી આપો કષ્ટજ કાપો જપું નીરંતર નામ— વિશ્વ૦ ૧
ગુણ હું ગાઉં થાકી નજાવું આપો સદા વિશ્રામ- વિશ્વ૦ ૨

વિધ વિધ જન્મો ધારી કરો છો ભક્ત તણાં શુભકામ- વિશ્વ૦ ૩
ભુવન રચના તમે મનોહર કર્યા કરો છો કામ— વિશ્વ૦ ૪
સંકટ વેળા સાહ્ય કરો છો આપો છો પ્રીત ધરી હામ—વિશ્વ૦ ૫
અદ્દભુત લીલા તમારી ભાસે વ્યાપી રહ્યા ઠામોઠામ—વિશ્વ૦ ૬
સ્મરણ સાચું પ્રભુ તમારૂં બેસે નહી કાંઇ દામ— વિશ્વ૦ ૭
તેજ તમારૂં અનંત દીસે, તોડો છો દુષ્ટ તમામ—વિશ્વ૦ ૮
બ્રહ્માદીક દેવ તમને વખાણે સ્વાતમ છો અકામ — વિશ્વ૦ ૯
અધર્મિ નો ઉદ્ધાર કરોછો. ભજું તમારૂં નામ— વિશ્વ૦ ૧૦
નમું નમું હું વિશ્વના પાલક. કીધાં તમે સહુ ધામ—વિશ્વ૦ ૧૧
કર જોડી કહે બાલ તમારો. રાખો ચરણ મોઝાર —વિશ્વ૦ ૧૨

### ધનાશ્રી

જગત ગુરૂ ભગવાન જય જય જગત ગુરૂ ભગવાન
આપ બિરાજો ઇલોર ગઢમાં વિશ્વકર્મા ભગવાન—જય૦ ૧
સપ્તપુરી પ્રભુ તમે નીપજાવી દેવતણે પ્રભુ કાજ—જય૦ ૨
નવ ખંડ પૃથવી તમે નીપાવી ચંદ્ર સુર્ય આકાશ—જય૦ ૩
શીવ બ્રહ્માદીક પ્રભુ તમે છો. જગતમાંહી પ્રકાશ—જય૦ ૪
અડસઠ તીરથ તમે નીપાવ્યા મનુષ્ય કેરે કાજ— જય૦ ૫
અગ્ની વાયુ પ્રભુ તમે બનાવ્યાં ઝાડ વારી પાષાણ—જય૦ ૬
વિશ્વકર્મા પ્રભુ નામ તમારૂં. સ્વર્ગ મૃત્યુ પાતાળ—જય૦ ૭
વસિષ્ઠ મુની કહે સર્વ નીપાવ્યું કૃતીતણા ભરથાર—જય૦ ૮
અમે બાલક સહુ આપતણા પ્રભુ, કરો સદા રખવાળ—જય૦ ૯

### ધનાશ્રી.

નોધારાના આધાર વિશ્વકર્મા નોધારાના આધાર
મંગળકારી નામ તમારૂં. વંદું છું વારંવાર— વિ૦

અદ્દભુત કિર્તી તમારી. કરૂં શું હું વિસ્તાર— વિ૦
પેદા કરેછે બ્રહ્મા સૃષ્ટી, તેને વિષ્ણુ પાળનાર— વિ૦
સંહારે રૂદ્ર તેહ સૃષ્ટીને, તમે બધુંએ રચનાર— વિ૦
પામર પ્રાણી ભુલે છે તમને, પાળે ના શુભ આચાર— વિ૦
રચના કીધી તમે દ્વારકા કેરી, શોભા અતી અવિધાર— વિ૦
શંકર કેરો તમે રથજ કીધો, તમો છો સરજનહાર— વિ૦
વિધ વિધ રૂપે કાર્ય કરોછો, વરણવું શું આવાર— વિ૦
વિશ્વરૂપને ઉત્પન્ન કીધો જેની શક્તિ અપાર— વિ૦
ભગતજનની ભીડ ભાગોછો ભાવે, ઉત્તમ શું વિચાર— વિ૦
વેદ ને વ્યાસ ગુણ ગાય છે, પુરાણે છો દુખ હાર —વિ૦
અલ્પ બુધી હું નીશ્ચે પ્રભુજી વંદું છું વારંવાર— વિ૦

## ધનાશ્રી.

નમું જય વિશ્વકર્મા સુખકાર, કૃતી તમારી અપરમપાર—નમું૦
વિધ વિધ શાસ્ત્રો તમે રચ્યાં છે, જ્ઞાનના છો ભંડાર
શુધી બુધી તે પુત્રી તમારી, પામ્યા શીવકુમાર— નમું૦
સૂરજને દીધી સંજ્ઞા તમે તો. જેહ અતી સુકુમાર
જ્ઞાનવંતી જે પુત્રી તમારી, સંતોષ્યા વિશ્વાધાર— નમું૦
દીધી પુત્રી એક પ્રીયવ્રતને શું, જાણે વિજ ચમકાર
સુરજ ચંદ્રવંશ તેનાથી ચાલ્યા થયો અતી વિસ્તાર— નમું૦
વિખ્યાતી પામ્યા વિશ્વમાં ઝાઝી, પ્રભુજી નીરધાર
તમ કૃપા વિના કાંઈ ન થાયે, કરૂં છું નમસ્કાર— નમું૦
તનમન ધન હું અર્પણ કરૂં છું, શાંન્તી દ્યો ઉર મોઝાર
વિકટ વેળા રક્ષા કરોછો, વંદું હું સુખ કરનાર— નમું૦

ગુણ તમારા નહિ ગાએ, પામે નહિ કોઇ પાર
શોભા તમારી અત્યંત વિભુજી, લાજે રૂપે બહુમાર--નમું૦

---

જોયું જોયું રે શંકરનું કૈલાસ, રે વિશ્વકર્મા
શીવ આવે તમારી પાસરે વિશ્વકર્મા
તમારો ઇલોર ગઢમાં વાસરે, વિશ્વકર્મા— જોયું ૧
સર્વ દેવ આવે તમ પાસરે, વિશ્વકર્મા
તમે કૃતીતણા ભરથાર રે, વિશ્વકર્મા— જોયું૦ ૨
તમે વેદ કીધા છે ચાર રે, વિશ્વકર્મા
તે તો મનુષ્ય કેરે કાજ રે, વિશ્વકર્મા— જોયું૦ ૩
તમે કાર્ય કરો છો જુગમાંય રે, વિશ્વકર્મા
તમે ગૌ બ્રાહ્મણ પ્રતીપાલ રે, વિશ્વકર્મા
તમે કાશીમાં કીધો વાસરે, વિશ્વકર્મા— જોયું૦ ૪
કર જોડી ગાવે તમ બાળ રે, વિશ્વકર્મા
તમે રાખો ચરણ મોઝાર રે, વિશ્વકર્મા— જોયું૦ ૫

---

કૃતીના પતી કારજ મારૂં કરજો
હું તો છઉં તમારે પાસ કારજ મારૂં કરજો
મુને નથી બીજાની આશ કારજ મારૂં કરજો.
અમને આપ ઉગારશો નાથ કારજ મારૂં કરજો
તમે છો વિશ્વપાલ બાલનું કારજ મારૂં કરજો
સંસાર સમુદ્રમાં બુડું છું આજ કારજ મારૂં કરજો
આપ છો નોધારાના આધાર કારજ મારૂં કરજો
કરજોડી ગાયે તમ બાળ, કારજ મારૂં કરજો.

## આરતી.

જય ત્રીગુણાત્મક સ્વામી, જય ત્રીગુણાત્મક સ્વામી
અખંડાનંદ કહાવો, બળ ગુણ બહુ નામી— જય૦ ૧
પંચ વદન ત્રીનેત્ર ભુજ ચતુર સોહીએ પ્રભુ ભુજ૦
ચતુરાયુધ વિરાજે મણી મુગટ મોહીએ— જય૦ ૨
રજ તમ સત્વ સ્વરૂપ, છો અંતર જામી પ્રભુ છો૦
ગુણ થકી પર પ્રગટયા, આપે નીષ્કામી— જય૦ ૩
કૃતી રહી અર્ધાંગે જગ તીમીર હરતા પ્રભુ જગ૦
બ્રહ્મા વિશ્નુ સદાશીવ, ધ્યાન સદા ધરતાં— જય૦ ૪
નીજ ઇચ્છાથી સ્થીર ભુતળને સ્થાપી પ્રભુ ભુતળ૦
મંદરાચળ મેરૂને અચળ કર્યાં માથી— જય૦ ૫
અંધકનો વધ કીધો, દેવતણે કાજે પ્રભુ દેવ૦
બ્રહ્માને સુખ આપ્યું, સૃષ્ટી સકળ રાજે— જય૦ ૬
ત્રણ પુરી ઇચ્છાથી કીધી સુખકારી પ્રભુ કીધી૦
વિશ્નુ વિરંચી શીવને, કીધા અધિકારી— જય૦ ૭
અષ્ટ પુરી સુખ ધામ છે શોભા સારી પ્રભુ છે૦
અષ્ટ દેવને આપી સ્થાપ્યા અધિકારી— જય૦ ૮
સિદ્ધ ચારણ નવનાગ જન અભે કિધા સિદ્ધ૦
ઋષી વિદ્યાધર દેવને, વર રૂડા દીધા— જય૦ ૯
નીજ માયા બળ આપ લીલા વિસ્તારી પ્રભુ લીલા૦
સૃષ્ઠા કહાવો જગના, આપે સુખકારી-- જય૦ ૧૦
અનંત સુખ દેવતાને આપી, પ્રગટયા વસુ દ્વારે પ્રભુ૦
ભકત જનની ચડતા, હર ઘડી હરી વારે— જય૦ ૧૧
સ્વર્ગ મૃત્યુ પાતાળ, રચના કીધી બહુ સારી પ્રભુ૦

છલોર ગઢમાં વસીઆ ગજ સુત્ર ધારી— જય૦ ૧૨
કૃતી નારીને વરીયા, અદ્ભુત રૂપ ધારી પ્રભુ૦
પાવન કીધી પૃથ્વી વિશ્વકર્મા સુખકારી— જય૦ ૧૩
સપ્ત પુરી સમતુલ્ય, છલોર ગઢ કીધો પ્રભુ૦
દેવ સકળ ત્યાં વસીઆ, લાવો ઘણો લીધો— જય૦ ૧૪
ત્રીગુણ રૂપની આરતી, જે કોઇ ગાશે પ્રભુ૦
ભણે ગોવરધન દાસ, વૈકુંઠ તેહ જાશે— જય૦ ૧૫

## આરતી.

જયદેવ જયદેવ જય જય જગદીશા મનવા પ્રતીપાલ જય જગ૦
જર્નાદન રૂપ અખીલ જગ કરતા, શરણાગત પ્રતીપાલન ગતી કરતા જ૦
પ્રભુ પરાત્પર ચક્ષુ તુષ્ટા તવ નામ કલપે કલપે રૂપે ગત્વા
અભીરામ જય વિશ્વકર્મા વ્યાપક સર્વોતમ રૂપ જય જય૦
માયા ન માયા મત્વા વિશ્વ કૃતી કરતા જય દેવ જય દેવ.
પંચ વદન ત્રીનેત્ર અષ્ટભુજ કહીયે ચતુરાયુધ વિરાજે મણી મુગટ સોહએ—જય દેવ૦
કૃતીરહી અરધંગા હરતા બ્રહ્મા વિશ્નુ સદાશિવ ધ્યાન તમારૂં ધરતા.
આરતીનો મોટો મહીમા સુરનર મુનીવર— જય જય૦
દેવ પ્રસીધ પરમેશ્વરા વિશ્વકર્મણે નમઃ— જય દેવ જય દેવ૦
તમેવ માતા પીતા તમેવ બધુ સગા તમેવ
તમેવ વિદ્યા તમેવ મમ દેવ દેવા. સર્વ તમેવ
અપરાધ અપરાધ હઅણુ, મહે મુક્તન પુરૂષા વિશ્વકર્મણે ધી મહી.
તન્નોવેદ પચોદયાત અથ મુલ મંત્ર વિશ્વકર્મણે નમ :
ઓં નમો ભગવતે વિશ્વકર્મણે અનંતમંત્રા સર્વનેત્રા ભીમપુજયણે નમઃ
કૃતવા એ રીવ વચન નમો દેવ દેવાય.

મનખા દેહપામીને સાધન શું કર્યું
આગલ દુઃખ દરીઆ નહિ પાર—મન૦
એ બેડલી તારે વિશ્વકર્મા ભગવાન— મન૦
એ છે જગતકેરા ઇશ, એ છે જગત કેરા તાત, એ છે પરીબ્રહ્મ—મન૦
એ છે પરતાપી ભગવાન પોતે આપ અખિલ બ્રહ્મ છે— મન૦
તમે ભજો વિશ્વકર્મા ભગવાન તમને તારશે— મન૦
કહે છે તુલસીદાસ પોતે પ્રભુ તારનાર— મન૦

---

જગત પતી ભગવાન પ્રભુજી જગત પતી ભગવાન
આપ બીરાજો અદન પુગમે, વિશ્વકર્મા પરિ બ્રહ્મ—પ્રભુજી૦
નાથ નીરંજન ભવ ભય ભંજન, ઉતારો ભવજળ પાર—પ્રભુજી૦
બાલ અમે સૌ તમ તણા પ્રભુ કરો કૃપાસિંધુ રખેવાળ-પ્રભુજી૦
તુલશીદાસ કહે વિશ્વકર્માજી રાખો ચરણ મોઝાર—પ્રભુજી૦
પોઢો પ્રભુ વિશ્વકર્મા ભગવાન
હું સેવક છઊં તમ તણો પ્રભુ. વીંજણડે ઢોળું વા— પો૦
કનકનો ઢોલીઓ હીરકેરી નવાર, ભરી છે અપરમપાર—પો૦
ચમરઢળે ચોપાસથી તમને કૃતી તણા ભરથાર— પો૦
તુલશીદાસ કહે ભજો વિશ્વકર્માજીને તો ઉતરશો ભવપાર—પો૦

---

દેખો વિશ્વકર્મા પીતાજી મંદીર મેરે આયે
હોરી ખેલન શીવ બ્રહ્મા વિશ્નુ આયે— દેખો૦
તાકુ સુરી જન મુનીજન દેખન આયે— દેખો૦
આનંદ ભયો ઇલોર ગઢમેં સબ લોક દેખન આયે—દેખો૦
એસી આનંદી દેખકે બાલક હોરી ખેલન આયે
ધામ ધુમ બોત બનીહે—દેખો૦

જગમાં જનમીને તે શું કર્યું કામ કીધાં તે કુડાંજી
પ્રભુ ભજી લેને પાપીઆ
જમને ધરે જીવ જાયજી જગમાં જન્મીને તેં શું કર્યું
સાચાને જુઠો પાડવા લીધી લોકની લાજજી
મર્દખ મારકણા મંત છે અંતે ઇશ્વરનો ચોરજી— જગમાં૦
ભુલીગયો ભગવાનને, અંતે ઇશ્વરનો ચોરજી— જગમાં૦
ધીક ધીક તારા ધર્મને, અંતે ઇશ્વરનો ચોરજી— જગમાં૦
પ્રભુ ભજી લેને પાપીયા, કાલે ઝડપશે કાળજી— જગમાં૦
કહે છોટમ પ્રભુ નવ ભજ્યા અંતે ઇશ્વરનો ચોરજી—જગમાં૦

---

હે વિશ્વકર્મા! ભગવાન હે પરમેશ્વર ! હે ત્રીભુવનપાલ ! બંધન કર્મને ભોગવતા મને શાંન્તી આપો. તેને અન્ય ભક્તિ કેવી રીતે ઉત્પન્ન થાય તે બંધન ભોગવતું મનુષ્ય જેણે વિશ્વકર્માજીનું ધ્યાન રોજ કર્યું હોય તો તેને આ લોકમાં મુક્ત, અને સુખી જાણવો, મોહથી લેપાતો નથી જેમ કમલપત્ર જલનો સ્પર્શ કરી લેપાતું નથી તેમ પ્રભુ વિશ્વકર્માની ભક્તિ કરવા વાળો સંસારના કર્મમાં લેપાતો નથી.

૨

હે ભગવાન આપ મને જે કહો છો તે હું સર્વ સત્ય માનું છું. હે વિશ્વકર્મણે તમારા પ્રગટ સર્વ રૂપને દેવો અને દાનવો પણ જાણતા નથી. હે ભગવાન હે ભુતોને ઉત્પન્ન કરનારા! હે ભુતેશ્વર! હે દેવાધીદેવ ! હે જગતપતી ! પોતેજ પોતા વડે પોતેજ પોતાને જાણી શકો છો. અર્થાત્ બીજું કોઇ આપને સંપુર્ણ જાણી શકે તેમ નથી. જે દેવ મુર્તીવડે આ લોકમાં વ્યાપી રહ્યા

છો, તે પોતાની વિભૂતીઓને સંપુર્ણ કહેવાને આપ પોતેજ યોગ્ય છો. જીવ કર્મફળની ઇચ્છા વિનાના મનુષ્યને હાથે સ્વભાવીકપણે આશ પ્રીત વિના ને રાગ દ્રોહ વિના કર્મ કરાય છે તે કર્મ શાન્તિ રૂપ કહેવાય છે.

૩

સર્વ કોઇ મંત્ર વડે દેવ પુજા ઇત્યાદી કરવા પહેલાં કાર્ય કર્યાં સુધી ઉપરાંત શરીરના જુદા જુદા અંગોમાં મંત્રોનું આરો પણ કરીને પોતે સ્થુલ શરીર અને સ્થુલ ભાવ તજીને મંત્ર સર્વ રૂપ બનવું જોઇએ. આમ કરવું તેને ન્યાસ કહેવાય છે. તે ન્યાસના બે વિભાગ છે. કર્મન્યાસ અને અંગન્યાસ, ગીતાના પાઠ કરનાર મનુષ્ય પ્રથમ ગીતા રૂપી મંત્રના ઋષિ છંદ દેવતા ઇત્યાદીનું સ્મરણ કર્યા પછી અને નીચેની વીધી ને ક્રમ પ્રમાણે કરવાં.

૪

હે કમળના પત્ર જેવા નેત્ર વાળા મેં તમારી પાસેથી પ્રાણીઓની ઉત્પત્તિ ને નાશ વિષે વિસ્તાર પુર્વક સાંભળ્યું. અને આપનું માન તથા અવિનાશી પણું પણ સાંભળ્યું. હે ભગવાન ! જેવી રીતે આપ પોતાને કહો છો તે પ્રમાણે હે ભગવાન આપને ઇશ્વર રૂપે જોવા ઇચ્છું છું. હે પ્રભુ વિશ્વકર્મણે તે રૂપને અમારાથી કેવી રીતે મલી શકાય ? હે ભગવાન તો આપના અવિનાશી રૂપનું દર્શન કરાવો.

૫

હે વિશ્વકર્મા ભગવાન આ સંસાર રૂપી વૃક્ષ એવું રૂપ તથા તેનો અંત આદી અને મધ્ય તે આ લોકમાં જાણી શકાતું નથી

એ આ દઢ અદઢ વાળા મુળ વાળું અસંગ્રહગુપણું એટલે વેરાગ રૂપ દઢ શસ્ત્રથી છેદીને પછી જે આગલ પાછળ આવતાં નથી એવા પદને સાધવું અને જેમાંથી સંસાર રૂપી વૃક્ષની મુળ ઉત્પત્તિ થએલી છે તેજ આદી પુરૂષને શરણે થવું માનને મોહથી રહીત સ્વર્ગના દ્વારને જીતનાર પરમાત્માના શરણનો વિચાર કરવામાં જાણીને રહેનાર તથા કામનાઓ ને જમના મારથી સુખ દુઃખના જોડકાંથી મુક્ત થએલા છે. એવા વિદ્વાનો અવીનાશી પદને પામે છે જ્યાં જઇને પાછું આવવું પડતું નથી. અને જેને સુર્યચંદ્ર કે અગ્ની પ્રકાશીત કરતાં નથી. તે મારૂં પરમ ધામ છે. એમ પ્રભુ વિશ્વકર્મા ભગવાન કહે છે.

૬

હે પ્રભુ વિશ્વકર્મા એ પ્રમાણે કહીને પ્રતાપી પુત્રને પોતાનું પરમ રૂપ આકારે દેખાડવા લાગ્યા. એ સર્વ રૂપ અનેક મુખ તથા અનેક આંખો વાળું અને અદભુત દરશન વાળું અનેક હસ્ત વાળું અને દીવ્ય આયુધ વાળું હતું. અને દેવ વસ્ત્ર ધારણ કરેલું હતું. ગંધ લેપન કરેલું હતું. ભરપુર પ્રકાશ રૂપ અંત વિનાનું અને પંચ મુખ વાળું એ રૂપ હતું. જો આકાશમાં એક સાથે હજાર સુર્યનો પ્રકાશ પ્રગટ થાય તો પણ તે પ્રકાશ સમાન રૂપ થઇ શકે નહિ.

૭

એક સમે નિરાકારને ઇચ્છા થઇ કે સાકાર થવું, પછી આકાર થયા ને ૐકાર ઉત્પન્ન કીધો અને ૐ ૐ ૐ કરવાથી શક્તિ ઉત્પન્ન થઇ. શક્તિ પછી ત્રણ ગુણ ઉત્પન્ન થયા ને પોતે સાકારપણે પ્રખ્યાત થયા અને વૈરાટ પુરૂષથી ત્રણ ગુણ ઉત્પન્ન

થયા. તેમાં સત્વ ગુણ જલને વીશે, શેશનારાયણ થયા. રજો ગુણ તેમની નાભીમાં પ્રવેશ કરીને બ્રહ્મા થયા અને તમો ગુણથા ૐ શીવ પેદા થયા. તેથી કાંઇ ન થવાથી તપ કરવા લાગા ત્યારે પોતાને વૈરાટ ભગવાનને ઇચ્છા થઇ કે વિશ્વ વધારવું તેથા પોતે પૃથ્વી રચાવી ઉપર દેવતા ઉત્પન્ન કીધા. અને દેવતાઓથી રૂષી મુનીઓ ઉત્પન્ન થયા ત્યારે પોતે અંતરધ્યાન થઇને બેઠા ને વૈરાટ ભગવાન ભુલી જઈ તેનું નામ લોકો વિશ્વકર્મા ભગવાન કહેવા લાગા. કારણ કે જેણે સૃષ્ટી ઉત્પન્ન કરી જેથી વીશ્વકર્મા કહેવાણા. ત્યાર પછી દેવતા અને ઋષિ મુની ઉત્પન્ન થયા. પણ તેઓને ખબર નહિ કે કેમ વરતવું, જેથી વિશ્વકર્મા પોતે પ્રસીદ્ધ રીતે તેઓને ગુણ વંદન કરાવવા લાગ્યા. પછી અંતરધ્યાન થયા ત્રીજે વખત પોતે પ્રગટ થઇ ઇલોર ગઢમાં ઉત્પન્ન થયા અને કૃતીનારીને વર્યા તેમાંથી પાંચ પુત્ર ઉત્પન્ન થયા. તેનું નામ મયા, મનુ, ત્રસ્ટા, શીલ્પી, દેવયજ્ઞ. એણી રીતે પાંચ પુત્રોએ શું કામ કીધાં કે સૃષ્ટી રચાવી દેવ મંદીર બાંધ્યાં ને પ્રજા ઉત્પન્ન કીધી ને પછી પોતે અંતરધ્યાન થયા ને પુત્ર અને પૌત્રને કહ્યું કે તમે સ્વદેશ વિચરો તેથી બધાએ પાવાગઢમાં પ્રવેશ કીધો ને કૃતી જગત જનેતાનું નામ પ્રસીદ્ધ કરવા કાલી નામનુ મંદીર બાંધ્યું. પછી સર્વે ગામોમાં પ્રસીદ્ધ થઇ રાજાઓના મહેલ બાંધવા લાગ્યા. પછી સંવત ૧૦૭૦ અથવા ૧૧૦૮ ની સાલમાં પાટણમાં રાજા સિદ્ધરાજ જયસીંહે સીદ્ધપુર ક્ષેત્રમાં રૂદ્રમાળ નામનું મકાન બાંધ્યું ત્યારે ગુજરાતમાં ચાર નામે પ્રસીદ્ધ થયા (૧) ગુર્જર ૨ મેવાડા ૩ વૈશ્ય ૪ પંચોળી એ ચાર જાતી ગુજરાત, મેવાડ, વૈશ્ય, અને પાંચાલ દેશમાં અનુક્રમે વસી જગ જાહેર થયા તે

ઉપર લખ્યા જગત ગુરૂ પીતાજી વૈરાટ ભગવાન વીશ્વકર્માજીના વંશથી ઉત્પન્ન થયા છે. વિશ્વકર્માના વંશની જાતી ગુર્જર, વૈશ, મેવાડા, પંચોળી ને પંચાલ બ્રાહ્મણ ઉપર પ્રમાણે પાંચ પુત્રમાંથી થઈ.

૮

શ્રી વિશ્વકર્મા ઉવાચ—

તું જે ઇચ્છા વિનાનો છે તેને આગલા અધ્યાયમાં કહેલી એ ગતીઓનું આ અથઇતી ગુપ્ત જ્ઞાન વિજ્ઞાન સર્વે કહું છઉં.

જેને જાણીને સંશયથી મુક્ત થઇશ આ જ્ઞાન સર્વ વેદોમાં ......ગુપ્તમાં ગુપ્ત છે. ઉત્તમ પ્રત્યક્ષ જણાય છે તેવું ધર્મરૂપ આચરવામાં સુખદાયક નીત્ય છે. હે પ્રતાપી આ જ્ઞાન રૂપી ધરમ ઉપર શ્રદ્ધા નહિ રાખનારો પુરૂષ મને નહિ પામે અને મૃત્યુકાળમાં ફરીથી જનમે છે. મેં જે અવ્યક્ત રૂપે સર્વ જગત સરજયું છે, સર્વે ભુતોને ઉત્પન્ન કરનારો અને ભુતોનું ભરણ પોષણ કરનારો છું. ભુતો સૌ મારામાં સમાઇ રહે છે. પણ હું ભુતોમાં સમાતો નથી. હું સર્વે ભુતોનો મહેશ છતાં પરો છઉં એ ભાવનાથી મુઢ મનુષ્યો અજાણ્યા હોવાથીજ મનુષ્ય શરીરમાં રહેલો જે હું તેની અવજ્ઞા કરે છે.

૯

એ પ્રકારે પુરૂષ વિશ્વકર્માના વંશમાં ઉત્પન્ન થઇ અને ઘણાજ આનંદ વડે કરી હરખથી પોતાના કલ્યાણને અરથે કરીને સ્ફાટીક મણીના સરખો છે. વરણ જેમનો એવા વિશ્વકર્મા પ્રભુ જે કૃતી દેવીના સ્વામી છે તેમની પુજા કરીને સ્તોત્ર ભણે છે

તો મનુષ્યનો જન્મ પામી આ પૃથ્વીને વીશે નાના પ્રકારના ભોગ ભોગવે છે અને શાસ્ત્રને જાણનાર એવા ગુરૂ થકી ગ્નાન પામી ને પુરણ ભક્તિએ કરીને એ પ્રભુની પુજા કરે છે, તે પુરૂષ આ લોકને વીશે સમસ્ત સુખને ભોગવીને પરલોકમાં ઉત્તમ પદને પામે છે.

૧૦

હે શ્રી વિશ્વકર્મા ભગવાન તમારા ગુણની સંખ્યા ગણવા વેદ પણ નેતી નેતી ગાન કરે છે તો મંદબુધી શું વર્ણન કરી શકે? માટે હે પ્રભુ એવા તમારા અપાર અને અમોઘ ગુણ છે. કલ્યાણ રૂપ એવા જે શીવ, જે ઋષિ લોકોના પીત્રુ અને પરેશ બીજા લોકોના પીત્રુ જે આનંદ વડે કરીને પુજન કરતા શતા સ્તોત્ર વડે સ્તુતી કરતા હવા અને આનંદ વડે કરીને વિશ્વકર્મા નું જે શાસ્ત્ર તેને વીશે પરિપુર્ણ છે ચીત જેમનું. અને પરીપુર્ણ છે વિશ્વકર્માને વીશે પ્રીતી જેમની એવા પુર્વે કહેલ જે દેવ જે પ્રત્યે પ્રાપ્ત થયેલી છે મનની વૃત્તિઓ એવા હોતા હવા.

---

શ્રી વિશ્વકર્મા વિનંતી અમારી અરજી માનો અમારી
ચરણમાં શીષ નામું હું પામર પ્રાણી—શ્રી વિશ્વકર્મા૦
આપ ત્રિલોકી જગ કર્તા રહી નથી ખામી—શ્રી વિશ્વકર્મા૦
શીવ બ્રહ્મા તમને જપે છે વિશ્વના છો સ્વામિ-શ્રી.-૦
સર્વ દેવ તમારાજ કહાવે નથી રહી કાંઇ ખામિ-શ્રી વિશ્વકર્મા૦
અમે બાલક પ્રભુ તમ તણા, છો અંતર જામી-શ્રી વિશ્વકર્મા૦

સંસાર તારો અમને ઉગારો.
વિશ્વકર્મા પ્રભુ આશરો એક તમારો
તમે ગુરૂ તમે છો પીતા તમે છો ભગવાન વિશ્વકર્મા
પ્રભુ આશરો એક તમારો.
કુટુંબ કબીલો કામ ન આવે
સાચા સરજનહાર વિશ્વકર્મા પ્રભુ.
જગ કર્તા જાણું છું તમને નથી બીજો આધાર
માત પીતા સરવે સંસારમાં છે માયા સુત ને દારા
વિશ્વકર્મા પ્રભુ આશરો એક તમારો
ઉગારશો તો ઉગરશું પ્રભુ નથી કાંઇ આધાર
અમે બાળક છીયે તમ તણા પ્રભુ તમે સરજનહાર
વિશ્વકર્મા પ્રભુ આશરો એક તમારો

---

વિશ્વકર્મા તમને વિનવું પ્રેમે કરજોડી લાગું પાયે
તમારા કુલમાં અવતરે એ તમે પ્રભુ કરજો રક્ષાય
વિનય કરીને વીનવું પ્રભુ હું છું તમ દાસ.
દાસ ઉપર દયા કરી આપ્યો ઉત્તમ ઘર અવતાર
સદા સંભાળ રાખજો પ્રભુ હું છું તમ બાલ
રાજી થઈ અમો પર પ્રભુ તારો આ ભવ પાર
કરજોડી કહે તમ બાલક રાખો ચરણ મોઝાર

---

શ્રી વિશ્વકર્મા ભગવાને નીરાકાર રૂપે પાંચ પુરૂષ ઉત્પન્ન કીધા. શીવ, બ્રહ્મા, વિષ્ણુ, મરૂત, ઇન્દ્ર. તથા પાંચ ગુણ તથા પાંચ તત્વ

ઉત્પન્ન કર્યા પછી પોતે સાકાર રૂપે ઉત્પન્ન થયા ત્યારે સૃષ્ટિ બાંધ વાની ઇચ્છા થઇ ત્યારે એક તત્વમાંથી પૃથ્વી કરી. એકમાંથી જલ કર્યું એકમાંથી મનુષ્ય, એકમાંથી પશુ પ્રાણી કીધાં એકમાંથી ઝાડ તથા પહાડ કીધાં ત્યારે તેનું નામ વિશ્વકર્મા કહેવાણું લોકો તથા દેવો પોત પોતામાં વીવાદ કરવા લાગ્યા ત્યારે પ્રભુ વિશ્વકર્માને વીચાર થયો, પોતાનો ગુણ જોઇ સરવથી આગળ કીધો તેથી લોકો ગુણપતિ કહેવા લાગ્યા, પછી સતજુગ ત્રેત્રાયુગ દ્વાપરયુગ અને કલીયુગને અંતે વીચાર થયો કે સૃષ્ટિ અંધકાર કલીયુગમાં થશે. હીરા રત્ન પ્રથવીમાં રહેશે નહીં પછી પોતે વીચાર કરી માટી લઇ તેનું કુરડું કરીને કપાસની વાટ મુકીને અગ્નીથી ચેતાવ્યું તેથી તેને સુતારના ઘરનો દીવો લોકો કહે છે પણ વિશ્વકર્મા જગતના ગુરૂ છે તેતે તે કારીગરી છે એમ જાણતા નથી અને સુતારના ઘરનો દીવો એમ મશ્કરી કરે છે કારણ કે ઋષિ સંતાનોએ અવળે માર્ગે ચડાવ્યા છે. પોતાનું પેટ ભરવા માટે. જેથી વિશ્વકર્મા એક સુતારનાજ પીતા છે તો તેમ નહીં સમજતાં વિશ્વકર્મા અનાદી જગત ગુરૂ સરવ વર્ણ માત્રના ગુરૂ પીતા રૂપ તથા સરજનહાર છે માટે સરવે પ્રાણીયે તેમનું સેવન કરવું જોઇયે એમ નારદ ગરૂડ પ્રત્યે કહે છે.

૨

**ब्रह्मोवाच** બ્રહ્મા નારદજી પ્રત્યે કહે છે કે સર્વે પ્રકારે સ્વાર્થ અને પરમાર્થના વિશ્વકર્મા ગુરૂ છે અને તે શ્રુતિ સ્મૃતિ ના આધારે સત્ય છે એમ શંકર કાર્તિક સ્વામિ પ્રત્યે કહે છે. કોઇના મનમાં એમ થાય કે વિશ્વકર્મા તે કોણ અને ક્યાંથી થયા

તો અને ગુરૂ પદવીને ક્યાંથી પામ્યા તો આ ભુ મંડળની અંદર બે હાથ વાળા જે પાંચ બ્રાહ્મણો છે તેમને સ્વારથ પરમારથ અને સ્થાવર જંગમના ગુરૂ જાણવા અને તેમની ભક્તિ કરવી. દશ ભુજાવાળા વિશ્વકર્મા દેવતાઓના ગુરૂ અને બે ભુજવાળા સ્થાવર જંગમના ગુરૂ છે તેઓનું પ્રમાણ આપીયે છીયે:-

એક વખત સત્યુગમાં શ્રી વિશ્વકર્માજી પોતાના આશ્રમ કે જે બદ્રીકાશ્રમથી ઉત્તર દિશામાં આવેલું છે ત્યાંથી ૨૫ ગોજન નરનારાયણનું આશ્રમ છે, ત્યાંથી કૈલાસ ૮૭ યોજન છે. ત્યાંથી વીશ્વકર્મા આશ્રમ ૧૦ યોજન છે. તે પશ્ચિમ દિશામાં છે. ત્યાં હીમાલય પર્વતમાં આશ્રમ છે. તે સમયમાં એક વખત પોતાને ઇચ્છા થઇ કે કૈલાસમાં જવું પછી જવા નીકળતાં રસ્તામાં શંકરનો ગણ મણીભદ્ર નામનો મળ્યો તે બહુ દુઃખીયો હતો તેણે પ્રભુને પ્રણામ કર્યા તેથી પ્રભુયે તેને શાન્તિથી ઉપચાર કર્યો અને વરદાન આપ્યું જેથી તે જૈન મંદીરમાં અગ્ર સ્થાને પ્રપ્ત થયો અને જૈનમાં મુખ્યગણ પદવી પ્રાપ્ત કરી. આ પ્રમાણે વિસ્વકર્માની કૃપાથી તે મણીભદ્ર ગયો .અને સુખ શાન્તિ પામ્યો તે પ્રભુનું ચરિત્ર છે. ત્યાર બાદ શંકર પાર્વતી કૈલાસમાં હતાં ત્યાં પભુ પધાર્યા તેણે વિશ્વકર્માને આવતા જોઇ બેઊ જણાં ઉભાં થયાં અને સત્કાર કરી પુજન અર્ચન કર્યું.

પછી શંકર કહે છે કે, મહારાજ, બહુ કૃપા કરી. અહીં ઘણા દીવસ રહ્યા. આનંદ થયો ત્યાર પછી શંકર પાર્વતી અને વિશ્વકર્મા નરનારાયણના આશ્રમમાં ગયા. ત્યાર બાદ હૃશીકેશમાં ગયા. ત્યાં રૂષી લોકોએ ઘણો સત્કાર કર્યો ત્યાં એક પખવાડીયું

રહ્યા અને અનેક આશ્રમ તથા શીવમંદીરો બનાવ્યાં જે હજુ પણ નજરે પડે છે. ત્યાર પછી ગંગાદ્વાર ( હરીદ્વાર )માં આવ્યા ત્યાંથી કનખલમાં અનેક રૂષી મુની, અને મનુષ્યનો–રાજાનો ઉદ્ધાર કર્યો. ત્યાં સતી ઘાટ એવે નામે સ્થાન પ્રગટ કર્યું. ત્યાં પોતાની મુર્તિ પધરાવી અને પોતાનું આશ્રમ કર્યું.

ત્યાંથી હસ્તિનાપુરમાં આવ્યાં. ત્યાં પાંડવોએ આગતા સ્વાગતા કરી અને આનંદ પામ્યા. ત્યાં ૧ માસ ૧૩ દીવસ રહ્યા. ત્યાં પાંડવોએ વિશ્વકર્માનું મંદીર બાંધ્યું અને તેમાં મૂર્તિ આરસ પહાણની ગજ ૧ ને આશરે સ્થાપીત કરી છે જેને મુસલમાન લોકો પણ માને છે, ત્યાર બાદ આગરામાં જમુનાના ઘાટ પર અનેક પ્રસિદ્ધ મંદીરો તથા ઘાટ બનાવ્યા ત્યાર પછી કાશીમાં ગયા ત્યાં શંકરનું સ્થાપન કર્યું અને તીર્થ સ્થલ બનાવ્યું. ત્યાર બાદ નર્મદા કીનારે ગયા, ત્યાર પછી દ્વારકા ગયા ત્યાં દ્વારકાનાથનું મંદીર બાંધ્યું, ત્યાર બાદ અનેક ચરીત્રો કર્યા

ત્યાર બાદ અંતરધ્યાન થયા અને કલિયુગને વિષે પાછા પોતાના સંતાનોની વૃદ્ધિ કરવા માટે ઇલોર ગઢ જે હાલમાં મધ્ય પ્રાંતની સરહદ ઉપર પહાડ છે, ત્યાં પ્રગટ થયા. ત્યાં તેમનું આશ્રમ હાલ છે, આ પ્રમાણે પછી પોતાના પરીવાર સહિત ત્યાં રહી અનેક કાર્યો કર્યા હતાં જેના ઘણાં સંતાનો અત્યારે પોતાના પિતાનું નામ પણ ભુલી ગયા છે તો હે પ્રભુ! તેના ઉપર કૃપા કરો. સદ્ બુદ્ધિ આપો ! જેથી સ્વધર્મમાં પ્રવૃત્ત થાય. અને સુખ શાન્તિ સાથે મોક્ષ કાર્યમાં પ્રાપ્ત થાય.

ઇતિ: શિવમ્ શાન્તિ

૩

હવે બે ભુજવાળા વિશ્વકર્મા સ્થાવર જગંમના પીતા છે અને દશભુજવાળા વિશ્વકર્મા સર્વ લોકના પીતા છે. આ વચન ઉપરથી જેમણે પરમાત્માની ભક્તિ કરી પરમારથ કરી લેવું હોય તેઓએ આ શંકરના વચનને માન આપી પાંચે બ્રહ્મણ ઉપર શ્રદ્ધા રાખવી અને તેના ઉપર શ્રદ્ધા નહી રાખત નિંદા કરશે તો તેઓ ઇશ્વરના મોટા અપરાધી થશે, માટે અભીમાન છોડી વેદમાં કહ્યા પ્રમાણે ગુરૂને શરણે જવું તે સંસારને તારનારૂ છે.

૪

શંકર કહે છે કે આ જગતનું પાલન કરવા માટે હું શ્રુતિ સુક્તનાં પ્રમાણ કહું છું. જે યજુરવેદની અંદર જે द्विपदा याश्च खटपदा चतुष्पदा આદી વાકયો છે તેનો અરથ શીધ્ર કરવો જોઇયે અને તે વેદના વાકયને માન આપી અને વીશ્વકર્મા અનાદી વેદમાં ગવાયેલા છે માટે તેમને પૂર્ણ મનથી શરણે જવું જોઇયે. જેથી પાપનો નાશ થાય છે અને નિંદા કરવાથી ઘોર નર્કની પ્રાપ્તી થાય છે.

૫

**बृहस्पति उवाच**—વૈરાટ પુરૂષ તેજ વીશ્વકર્મા છે તેના પ્રમાણ વેદાદિ ગ્રંથમાંથી મલી આવે છે અને તે પ્રભુ સર્વે સરજનહાર છે એવા જે ભગવાન વિશ્વકર્મા કે જેનાથી વેદ ઉત્પન્ન થયા છે તેને ઋષિ સંતાનો દેવનો કારીગર કહે છે પણ વીચાર કરીને જોતા નથી જે વિશ્વકર્મા કે જે આખા જગતને રચે છે માટે સરવથી શ્રેષ્ઠ છે એમ વેદ ઉપરથી સીદ્ધ થાય છે

માટે તેને વીપરીત કહેવું તે વૃથા છે. પાણીથી પૃથ્વી કરવા માટે તુશ્રા નારાયણ થયા. અને જે સકળ રસનું આદિ કારણ વિશ્વ કર્મા છે. વળી તે રસ અથવા બીજ વીના કાંઇ ઉત્પન્ન થતું નથી આ પ્રમાણે બીજ વિધીથી બીજ ઉત્પન્ન થાય છે. તુષ્ટાએ તેના જુદાં જુદાં રૂપો બતાવેલાં છે. રસ અને બીજના ભાસ્કર એ છે કે જે પંચ મહાભુત અચેતન છે અને તે અચેતન જેવા તેને ચેતના સીલ્પી વીના કયાંથી આવી તો વિશ્વકર્માથી તેને ચેતના પ્રમ થઇ કારણ કે શીલ્પ સરવ વસ્તુમાં તેમ ભુત પ્રાણીમાં એક સરખું છે અને રહેશે. ઇતિ.

૬

हंस उवाच—એ ઉપર મૃતિકા કાષ્ટ પાશાણુ ઇત્યાદિ સામગ્રી અચેતન છે. જેવી રીતે શીલ્પી વરના જોગથી મંદિર અભીનત હોય છે. ભાષ્યકાર કહે છે તેજ માટી પાષાણનો સઘાત સમુહ એ એની આકૃતિજ છે તેનાથી વિધ વિધ પ્રકારે કરીને બનાવીને ત્વષ્ટા એવા જે વિશ્વકર્મા નાના પ્રકારે ઉત્પન થયા છે અને તેજ આ જગત તથા પ્રાણી માત્રને પ્રકાશમાન કરે છે. વિશ્વકર્માના પુત્રો કે જેનું નામ મય-મનુ ત્વષ્ટા દેવ જગન એવા તે વિશ્વ કર્મા જેણે દિવસને રાત્રી કર્યા અને આ મનુષ્ય દેવતા તથા જગત સરવે પ્રાણી માત્રના સ્વામિ છે અને તેથી વિશ્વકર્મા એજ આ સૃષ્ટીના અધિપતિ છે. ૐ કારમાંથી વિશ્વકર્મા ઉત્પન્ન થયા છે એ પુરાણોમાંજ છે. પરંતુ શ્રુતિનો અર્થ સમજીયે તો વેદ વચન ઉપરથી. મહાદેવ કાર્તિક સ્વામિને જ્ઞાન આ-પતાં કહે છે. એટલા માટે વેદ શ્રુતિનો અરથ છે એમ સમજવું

જોઇએ. આ ઉપરાંત વેદમાં પણ પ્રમાણ છે. શીલ્પી કહે છે કે ભુત ભવિષ્ય અને વર્તમાન તે સરવે વિરાટ પુરૂષના અવયવ છે અને ત્રણ કાલમાં આવનારા તે સરવે વિરાટ પુરૂષના અવયવોમાંથી થશે તેમ સમજવું અને તે જગતની વ્યવસ્થાને પ્રાપ્ત કરે છે અને પુરૂષ કર્મના યોગે સુખ દુઃખ ભોગવે છે તેથી તે અંતરયામિ કહેવાય છે. જગત ઉત્પન્ન થયું તે મહિમા આ પુરૂષનો છે. એટલા માટે સરવ કરતાં આ પુરૂષ શ્રેષ્ટ છે. સરવ ભુત એટલે પ્રણી આ વિરાટ પુરૂષના પગ છે અને આ પુરૂષનું ત્રણ પ્રકારનું જે સ્વ રૂપ તે તેના સહિત જગતની અંદર પ્રકાશીને રહેલું છે.

भिष्म उवाच—એક વખત શુકદેવજી મોક્ષ માર્ગનો ધર્મ સાંભલવા પોતાના પીતા વ્યાસજી પાસે આવ્યા અને કલ્યાણવાળો ધર્મ પુછવા લાગ્યા પ્રણામ કરીને કહેવા લાગ્યો કે તમો મોક્ષ ધર્મને જાણવામાં તથા કહેવામાં કુશળ છો જેથી મારા મનની શાન્તી થાય તેવું કહો. પોતાના પુત્રનું વચન સાંભળી વ્યાસજી કહેવા લાગ્યા, કે હે પુત્ર તું મોક્ષનું અને અન્ય કર્મોનું અધ્યયન કર. હે ભારત, પછી પોતાના પીતાની આજ્ઞા લઇ ધર્મમાં શ્રેષ્ટ શાસ્ત્ર, સાંખ્ય શાસ્ત્રનું અધ્યયન કર્યું પછી જ્યારે સરસ્વતિની લક્ષ્મીથી યુક્ત અને ભીમતુલ બલવાળો પુત્ર થયો, એમ વ્યાસે જાણ્યું ત્યારે મોક્ષ ધર્મને જાણવામાં કુશળ એવા પોતાના પુત્રને કહ્યું કે તું મોક્ષ ધર્મમાં કુશળ એવા મીથીલા પુરના રાજા જનકની પાસે જા તે તને મોક્ષનો માર્ગ બતાવશે પછી શુકદેવજી પીતાની આજ્ઞા લઇ મોક્ષ ધર્મ જાણવા માટે જનક પુર ગયા. જતી વખતે વ્યાસજીએ શુકદેવજીને કહ્યું કે હે પુત્ર, ત્યાં જાવ ત્યારે ત્યાં જઇને કોઇ વીસ્મય પામે તેવું રૂપ ન ધરતાં મનુષ્ય રૂપે જવું વળી યોગ બલથી

અંત્રીક્ષ માર્ગે ન જવું કેમકે તેથી વીઘ્ન થાય છે. તે જનક પુજન કરવા યોગ્ય છે તેની આગળ તારે અંહકાર કરવો નહીં તેની આજ્ઞામાં રહેવું તે મારો યજમાન છે જનક રાજા તને જે કહે તેમાં તારે શંકા કરવી નહિ એવા પીતાના વચન સાંભલી અંતરીક્ષ માર્ગે સમુદ્ર ઓલંઘીને પૃથ્વી ઉપર આવી મીથીલાપુરના દરવાજામાં ઉભો રહયો, ત્યારે ચોકીદાર તેને સંત પુરૂષ સમજી હાથ જોડીને પુછવા લાગ્યા જે મહાત્મા આપ શું ઇચ્છો છો, ત્યારે તેણે કહ્યું જે રાજા પાસે જવું છે. ત્યારે તે ચોકીદાર બીજે દરવાજે પહોંચાડી આવ્યો. ત્રીજા ચોકીદારે રાજ હુકમથી અંદર પ્રવેશ કરાવ્યો. ત્યાં રાજા સ્ત્રી મંડળની સાથે બેઠો હતો ત્યાં શુકદેવજીને આવ્યા જોઇ રાજાયે તેને માન આપી સીંહાસન ઉપર બેસાડીને પુજા કરી પછી વારાંગનાઓ સુંદર અંગવાળી સ્ત્રીયો ને દાસીયો ત્યાં આવી. લુગડાં ઝીણાં પહેર્યાં હતાં એવી સ્ત્રીઓએ શુકદેવજીની પાસે નૃત્ય કર્યું. શુકદેવજીને તે વાતની ઇચ્છા નથી. પછી રાજાયે તેની પુજા કર્યા પછી પુછયું કે હે તાત શામાટે આવવાનુ થયું, ત્યારે શુકદેવજીયે કહ્યું જે પીતાની આજ્ઞાથી અહીંયા આવ્યો છું અને મોક્ષાદિક ધર્મો જાણવાની ઇચ્છા છે. ત્યારે જનક કહે છે કે હે મુનિ બ્રાહ્મણોયે જન્મથી આરંભીને આ લોકમાં શું કરવું. પ્રથમ જનોઇ ધારણ કર્યા પછી વેદ ભણવો. દેવ પીતૃ તથા મનુષ્ય રૂણને વિશેથી મુક્ત થઇને પછી ગુરૂને ઘેર વિદ્યાધ્યયન કરવુ ગુરૂ દક્ષીણા આપી ગુરૂની આજ્ઞા લઇ ઘરે જવું પછી ગૃહસ્થાશ્રમ કરવો બીજાની અદેખાઇ કરવી નહીં અન્યમાં પ્રીતી જોડવી નહીં. પછી પુત્ર પૌત્રાદિક ઉત્પન્ન કરીને પછી, વાનપ્રસ્થ આશ્રમમાં જવું અને અગ્નિનું સેવન કરવું અને ત્યાર પછી સર્વ કામનાઓનો ત્યાગ કરવો. પથર

સુવર્ણ સમાન જાણવાં. હું તને નિર્વિકાર સ્થાતિવાળો જોઉં છું હવે તારે બીજું શું જાણવું છે ? આ સાંભળી શુકદેવજી ગુરૂને પ્રણામ કરી આજ્ઞા લઇ દંડવત કરી પોતાના ગૃહ પ્રત્યે આવ્યા. મનુ શીલ્પીને પુછે છે. પ્રજાપતિ પ્રાણુ રૂપ દેવ અર્થાત માનસીક યજ્ઞ કરીને યજ્ઞ પુરૂષનું યજન કરવું. પછી જગદ્રુપ વીકાર ધારણ કરનારા મુખ્ય ભુત ઉત્પન્ન થયા. એવી રીતે જગન કરનારા ને દેવતા થયા. તેઓ પુણ્યવાળા થઇ સ્વર્ગમાં રહે છે. માનસીક પુજન કરી તેનું ફળ પણ કહેલ છે. વીરાટ વિશ્વકર્મા જગતના નીયંતા છે. વિશ્વકર્મા પરંબ્રહ્મ છે તે મહાન છે અને તેનો અંત આવી શકે તેમ નથી, પણ તેને નહીં જાણનારો જીવ અજ્ઞાની છે તેથી કરીને તેને જાણવાને મહેનત કરવી જોઇયે. વિશ્વકર્મા પ્રભુ એ સર્વ રૂપે ચેતન એટલે બુદ્ધિના નાયંતા છે એમ ભાષ્યકાર કહે છે. પરશુ કાલમાં વિશ્વકર્મા દેવના કારીગર છે એવી વાત ઋષી મુનીયો પુરાણોમાં જણાવે છે પરંતુ આ સઘળું વીચારી જોતાં ખાતરી થાય છે જે તે જગતના નેતા છે. ૐનો ઉદભવ થઇ જે વીરાટ પુરૂષ ઉત્પન્ન થયા તેજ વિશ્વકર્મા એમ વાત લક્ષમાં આવે છે વીશ્વકર્મા એટલે વિશ્વજ જેનું કાર્ય છે. આ ઉપરથી વિશ્વને કરે તે વિશ્વકર્મા કહેવાય અને તેજ નીયંતા છે તે વાત વેદ પણ કહે છે અને તેનો અર્થ શ્રી મહાદેવે પણ કરેલ છે તેને ખોટો ઠેરાવવો તે આપણે મનુષ્ય શક્તિવાન નથી માટે હે રુષી સંતાનો અભીમાનનો ત્યાગ કરીને ખગ પરમેશ્વરની નીંદા કરીને પાપની મારી કોની પાસે માગશો? સુરજના સામું ધુળ ઉડાડવાથી પોતાના મુખ ઉપર પડે છે. અજ્ઞાની નથી પરંતુ શાણા અને વિદ્વાન છો અને વિદ્વાન લોકોની અંદર સારી વીચાર શક્તિ હોય છે માટે ઋગ

વેદ યરજુવેદ વીગેરેની અંદર પરમાત્માની ભક્તી કરવાની કહેલી છે તો તેવા સત પુરૂષોની ભક્તી કરીને તેના ગુણાનુવાદ કરો ને તેને છોડીને ક્ષુદ્ર દેવોની પુરાણોમાં મોટી કથાઓ દેખાડોછો ને વીશ્વકર્મા દેવતાના કારીગર છે આમ જણાવી પાપમાં પડો છો તો તે પાપમાં પડતા અટકાવવાનો અમારો હેતુ છે અને વળી વીશ્વકર્માની નીંદા કરીને હલકા પડો છો તે ઉપરથી જેમ પીતાને પુત્ર અને પુત્રને પીતા કેવાથી જે દોશ લાગે તેવો દોશ તમને પણ લાગશે જે દેવતાના તમો ભક્તી કરો છો તે દેવતા તમારા ઉપર કોપાયમાન થશે. કારણ કે દેવતા વિશ્વકર્માની નીંદા કરતા નથી તે તમારા ઉપર તુષમાન થશે નહીં તમારા વડીલની સામી નીંદા કરીને તમારા ગુણ ગાયે તો તમારા અવગુણ ગાવાથી તમને માઠું લાગશે અને તમારી કરેલી ભક્તી નીર્મુલ થશે માટે વિશ્વ કર્માની ભક્તી કરો તો તે દેવતા તમારા ઉપર રાજી થશે માટે વીચાર કરી વિશ્વકર્માની ભકતી કરો. ઉપર જણાવેલા અર્થને માટે ગુરૂની જરૂર છે એમ મહાદેવ કાર્તિક સ્વામીને કહે છે તે ગુરૂ વિશ્વકર્માના કુલનો જોશે. બીજી જ્ઞાતિનો ચાલશે નહીં બોલો શ્રી વીશ્વ કર્માકી જય.

પ્રથમ વિરાટ પુરૂષ ઉત્પન થયો અને તે વીરાટ પુરૂષમાંથી જીવરૂપ પુરૂષ ઉતપન થયો અને તે વીરાટ પુરૂષથી ભીન થયો. પછી જીવ પુરૂષને રહેવા માટે ભુમી ઉતપન કરી તેને માટે દેહ રૂપી ઘર ઉત્પન કર્યું.

દેહાભીમાની જે પુરૂષ ઉત્પન થયો તે સરવે વેદાંત વંઘ છે તેજ પરમાત્મા પોતાની માયાયે કરીને અનેક રૂપે થયા અને

અનેક દેહરૂપ ઘરની અંદર જીવ રૂપે રહેલ છે તે વખતે બ્રહ્માદિ અભીમાની દેવતા થઇને પણ રહે છે. બ્રહ્મા ઉત્પન થયા તેથી ભુમીનો આધાર જલ છે આ કારણથી આચમનને માટે જલ આપવાની યોજના કરેલી છે

**શ્રી વિશ્વકર્મા ઉવાચ**–શ્રી હંસ પ્રત્યે કહે છે. પંચ મહા ભૂત બુદ્ધી મન અહંકાર અવ્યક્ત પ્રકૃતિ દશેન્દ્રીયોએ તેને વીશે રહેલા પાંચ વિષયો ઇચ્છા દોશ સુખ દુખ શરીર ચેતના અને ધીરજ એ પ્રમાણે ક્ષેત્રનું સ્વરૂપ અને તેમાં રહેલા વીકારો સહિત સંક્ષેપમા કહ્યું છે. અભીમાનીપણું તેનો ત્યાગ કરવો ઈંદ્રીયોને વશ રાખવી ક્ષમા રાખવી સીધાપણું ગુરૂ ભકતી પવિત્રતા સંસારને વિશે વૈરાગ્ય એકાકારપણુ અને જન્મ મરણ અવસ્થા અને તેને વીશે રહેલું સુખદુ:ખ, ઘર સ્ત્રી પુત્ર ધન કુટુંબ પરીવારમાં આસક્તી-તે સરવેમાં સમભાવ રાખવો અને યોગ વડે મારામાં પવિત્રપણે સમાનપણાનું સેવન ભકતી કરવી. એ ઉત્તમ વીવેક છે. ભગવાન સર્વ વ્યાપી છે માટે સરવ જલ થલ પવીત્રપણે રાખવાં તે જોગ છે.

ધર્મ કહે છે:- પુરૂપ ગૃહસ્થાશ્રમ, બ્રહ્મચારી, વાનપ્રસ્થ, સન્યાસિ થઇને મોક્ષ પામવા માટે કયા દેવની ઇષ્ટ ઉપાસના કરવી અને કેવું સુખ મલે અને મોક્ષ પ્રાપ્તી થાય પુરૂષ દેવકર્મ, પીત્રુ કર્મ, વીગેરેથી મુકત થયેલો પુરૂષ કઇ ગતીને પામે છે, તે મોક્ષનું શું લક્ષણ છે, સ્વર્ગમાં જઇ પછી પાછા પડવું ન પડે તેવું તેવું શું કરવું? હે પીતામહો દેવ પીત્રુ તથા તેનાથી પર એવી વસ્તુ શી છે તે તમે મને કહો ત્યારે ભીષ્મપીતા કહે છે

તું મને બહુ ગુઢ પ્રશ્ન પુછે છે. તારા પ્રશ્નનો ઉત્તર દેવોની કૃપા વિના બની શકે તેવો નથી પણ આ વીશે નારદ અને નારાયણના સંવાદરૂપ પુરાતન ઇતિહાસ તને કહું છું તે સાંભળ. મારા પીતાયે અમને કહ્યું હતું જે વિશ્વના આત્મા સનાતન છે એવા નારાયણ નામે ગને ધર્મનો પુત્ર કહયો હતો. હે મહારાજ પૂર્વે નર, નારાયણ, હરિ, ને પુરણ એ ચાર મૂર્તિઓ તેમાં અવીનાશી નારાયણ અને નર એ બન્ને બદ્રિકાશ્રમમાં જઇને મહા કઠીન તપ કરવા લાગ્યા તેમના તપ વડે દેવતાઓ ખુશી થઇ ગયા. તેઓનાં શરીર એકદમ દુબળાં થઇ ગયાં હતાં. નસો પણ દેખાતી હતી. લોકન. નાથ એવા તે નરનારાયણના તપનું તેજ એવું હતું જેથી દેવતાઓ પણ તેના સામું જોઇ શકતા નથી તે બન્ને પુરૂષ જેના ઉપર અનુગ્રહ કરે તેના હૃદયમાં પ્રેરણા કરે અને એ રીતે બન્ને દેવોના અનુમતથી તે પુરૂષના તે દેવના દર્શન થાય. હવે એક સમે મોટા નારદમુનિ ગંધમાદન પર્વત ઉપર થઇ ને બદ્રીકાશ્રમમાં આવ્યા હતા તે સમે નરનારાયણનો પુજન કર્મ કરવાનો વખત હતો. આવા મહાન પુરૂષો પણ કર્મ પુજન ધ્યાન કરે છે તે જોઇને નારદજી બહુજ વીસ્મય થયા. આ સર્વેના વીશે સરવ લોક રહ્યા છે. દેવદાનવ ગાંધર્વ ઉરગ એ સરવે દેવોમાં રહેલ છે. પૂર્વે આ એકજ મુર્તિ હતી ધર્મના કુલનો વીસ્તાર પમાડવાને માટે કૃષ્ણ અને હરી એ બને તપ કરવામાં આસક્ત થયા. આપ બન્ને આસકતીવાળા દેવ કયા દેવનું અને કયા પીતાનું અને કયા મનોરથનું પુજન કરો છો એ પ્રમાણે નારદે નારાયણ ઉપર ભકતીભાવ આણી પછી બન્ને દેવોની આગળ ઉભા રહ્યા. અને દેવ કર્મથી પિતૃ કરમથી પરવારી રહ્યા ત્યારે નારદના સામું જોયું અને શાસ્ત્રમાં કહેલ વીધી પ્રમાણે તે નારદનું

પુજન કર્યું. ભગવાન નારદ ઋષિ આ મોટા વિધી યુક્ત અને અપુરવ એવું મોટું અચરત જોઇને પ્રસન્ન થઇને પાસે બેઠા. પછી નારદે મનમાં આનંદ પામી નારાયણ દેવનું સ્મરણ કરીને તથા દર્શન પ્રણામ કરીને આ પ્રમાણે વચન કહ્યું કે હે દેવ ! પુરાણ સહિત અંગ ઉપાંગ સહિત વેદોમાં તમોને જન્મ રહિત સનાતન ખ્યાતા અને મોક્ષ માર્ગમાં યોજેલા છે. હે દેવ જગત થઇ ગયું અને જગત થશે અને જે જગત હમણા છે તે સરવે હમણાં તમારા વીશે રહ્યા છે તેમજ ગૃહસ્થાશ્રમના આધારથી રહેલા ચાર આશ્રમ પણ તમારા વીશેજ રહેલા છે. સર્વ જગતના માતાપીતા ગુરૂ જે સનાતન તે તમોજ છો, છતાં તમો જે દેવનું તથા જે પતિઓનું પુજન કરો છો તે કોણ છે એ અમે જાણતા નથી ભગવાન કહે છે કે આ પ્રશ્નનો ઉત્તર કોઇને કહેવાનો નથી કેમકે તે સનાતન ગુપ્ત એવી વાણી છે પણ હે નારદ તુ પરમ ભક્તીવાળો છો માટે કહીશ. એમ કહી નરનારાયણ ભગવાને નારદજીને વૈરાટ રૂપનો બોધ આપ્યો.

---

અર્જુને જ્યારે પૂછ્યું હતું કે હે મહાબાહુ આપનું મહાન રૂપ કે જે બહુ રૂપ બહુ મુખવાળુ બહુ તેજવાળું ને પરાક્રમવાળું ને પ્રકાશમાન બહુ પેટવાળું અને બહુ હાથવાળું છે અને ઘણું પ્રકાશમાન છે વિશાળ બાહુવાળા એવા આપને જોતાં મારૂ મન ક્ષોભ પામે છે. હે વિશ્વકર્મા હે પરિબ્રહ્મ હે કેશવ હે ભુવિકરાળ દાઢવાળા આપના મુખોને જોઇને તેનો પાર ક્યાં હશે તેને હું જાણી શકતો નથી માટે હે જગન્ની

વાન મારા ઉપર પ્રસન્ન થાઓ! મારૂં હૃદય ઘણું કંપે છે. હે મધુ સુદન હે પરમાત્મન હે જગત ગુરૂ હે નોધારાના આધાર આપના ચરણમાં વંદન કરૂં છું. આપ મારા ઉપર ક્ષમા કરો ક્ષમા કરો. આવું અદ્‌ભુત વિરાટ પુરૂષનું સ્વરૂપ જોઇને અરજુન સ્તુતિ કરવા લાગ્યા.

---

યુધિષ્ઠીર કહે છે કે હે પિતામહ ભીક્ષુક અને અભિક્ષુક સુપાત્રને કુપાત્ર તે સરવ દાનનો નીર્ણય કરો અને દેવાથી શું ફળ થાય છે? વ્યાસજી કહે છે આ પ્રસંગે હું પ્રજાપતિ મનુના સંવાદ રૂપ ઇતિહાસ કહું છું તે તમે સાંભળો આદી કાળને વિશે વાતમાં તત્પર એવા રૂષીઓએ બેઠેલા એવા મનુ પ્રજાપતિની પાસે જઇ આવી રીતે ધર્મ સંબંધી પ્રશ્ન પુછયો. હે પ્રજાપતિ કેવા પ્રકારનું અન્ન ભક્ષણ કરવાની ના છે? જે વીશે તમોને હું ધરમ કહું છું તે સાંભળો બ્રાહ્મણ હોય તેવો દેશ હીમગીરી આદી પરવત પાસે નરતન પવિત્ર કરનાર ગંગાજી પાપ કરનાર પુરૂષને પણ પવિત્ર કરે છે. એમાં શંકા નથી. દીર્ઘાયુશી થવાને ઇચ્છનારાએ કયારેય પણ ગર્વ કરવો નહીં શુભ અશુભ કર્મ પમાણે ફળ તેવુંજ થાય છે દેવતાઓનું આરાધન શાસ્ત્ર વિધિથી તથા ઉત્તમ આચારથી કરવું

વ્યાસ કહે છે- જે પ્રતિગ્રહ દાતાને મલીન કરે છે. જેમ દુર ગંધ શોભે નહિં. તેમજ વૃતહીન પ્રાણી શોભતો નથી. મંત્ર તથા વ્રતથી રહીત શાસ્ત્રને ન જાણનાર એવો હીનદીન હોય તથા આતુર હોય તેને આ આપણો ઇષ્ટકારી છે એમ જાણી ધરમ બુદ્ધીથી, દાન દેવું નહીં. કેવળ દયાથી આપવું. વેદ રહીત બ્રાહ્મણ

ને દેવાનું ફળ નીષફ્ળ થાય છે, એમાં શંકા નથી. મુર્ખ બ્રાહ્મણ ને યજમાનનો શત્રુ જાણવો. હે રાજા આ મોટું વૃત જે તમોએ મને પુછયું હતું તે તમને કહ્યું.

સ્વર્ગ અંતરિક્ષ આકાશ પૃથવી પાતાલ ઇત્યાદિ ઠેકાણે નાના પ્રકારના યંત્રો અને રથ આભુશણ પતિમા વસ્ત્રાદિક જે કાંઇ વસ્તુ માત્ર જણાય છે તેનો કર્તા વિશ્વકર્મા છે. સર્વ રૂપે ચીંતન એટલે વીચાર કરીને બુદ્ધીને પ્રેરણા કરનાર તે પણ વિશ્વ કર્મા છે એમ ભાષ્યકાર કહે છે. રૂપનું નામે કરી અભીવંદન કરીને નામ લઇને તેને પ્રવર્તાવનાર છે તે મહાન પુરૂષ છે. પ્રાણી માત્રમાં નામ માત્ર તે વીશ્વકર્માએ આપેલ છે કેમકે આપણે પુત્ર થાય તેનું નામાભિધાન પણ આપણેજ પાડીયે તેમજ દેવ દાનવ મનુષ્ય ઇત્યાદિ જે નામ તે વિશ્વકર્માએ આપેલ છે અને વિશ્વકર્મા સર્વના કર્તા ભર્તા પીતા રૂપ છે.

सुर उवाच,

માપ વગર તથા મરણ થયે કે જેનો અંત આવે એવી ચીંતાને આધીન થયેલા કામ તથા ભોગનેજ શ્રેષ્ઠ માનનારા અને એમાંજ સુખ છે એમ માનનારા તથા આશાઓના સેંકડો બંધનોંમાં બંધાયેલા અને કામ ક્રોધમાં તત્પર તથા કામ ભોગને માટે દેવતાઓનો સંગ ઇચ્છે છે. આજ મેં આટલું મેળવ્યું, આ મનોરથને હું પામીશ, આટલું ધન છે અને વળી બીજું પ્રાપ્ત થશે. આ શત્રુને મેં હણ્યો હવે બીજાને હણીશ, હું ધણી છું, ભોગી છું, હું સીદ્ધ છું, બળવાન છું તથા હું ધનવાન છું, માણસનો જથાવાળો છું, મારા સમાન બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, હું દાન

દઇશ, અજ દઇશ, એવા એવા બોલનારા અજ્ઞાનિ મોહ પામેલા તથા ચીંતના વીકારે ભરેલા કામભોગમાં ઘણી પ્રીતીવાળા તેઓ અઘોર નર્કમાં પડે છે. રોકાયેલા ચીતને જેમ પવન વીનાના સ્થાનમાં જેમ દીવો હલતો નથી તેમ તે પણ સ્થીર રહે છે એવી ઉપમા આપેલી છે. યોગનું સેવન કરવાથી એવું સ્થીર થયેલું ચીત જે સ્થીતીમાં પોતાના ચીંતવના કરવાના સંભાવથી રહીત થાય છે અને યોગી જે સ્થીતિમાં અંતઃકરણ વડે આત્માને જોતો થકો આત્મામાંજ સંતોષ પામે છે તથા ઇંદ્રિયો વડે અનુભવી શકાય નહીં, બુધી વડે પણ ન અનુભવી શકાય એવું પાર વીનાનું આત્માનું સુખ છે. તે સુખને જે સ્થીતીમાં તે અનુભવે છે અને જે સ્થીતીમાં સ્થીર થયેલો યોગી તત્વથી કદીપણ ચલતો નથી. તથા જે સ્થીતીમાં આનંદને એકવાર પામ્યા પછી તે લાભથી બીજા કોઇ પણ લાભને અધીક માનતો નથી. અને જે સ્થીતીમાં સ્થીર થયેલો યોગી મોટું દુખ આવી પડવા છતાં ચલાયમાન થતો નથી.

---

જનમેજય પુછે છે કે, હે બ્રાહ્મન પુરૂષ ઘણા છે કે એકજ છે? અને જો ઘણા છે તો તેમાં શ્રેષ્ઠ પુરૂષ કયો છે અને સર્વની ઉત્પત્તિનું સ્થાન શું છે? વૈશંપાયન કહે છે કે, હે કુરૂ કુળને ધારણ કરનાર વ્યવહાર દૃષ્ટિથી તો પુરૂષ ઘણા છે પણ સાંખ્યના વીચાર પ્રમાણે પણ તે વીચાર માન્ય કરવા જેવો નથી. સત્ય સીધાંત તો એ છે કે, પુરૂષ તે એકજ છે. આત્માના અંતઃકરણ રૂપ ઉપાધીથી જીવભેદની કલ્પના થયેલી છે. તે ઉપરથી જુદા જુદા પુરૂષ છે, તેનું હું વ્યાખ્યા કરીશ. હે રાજન, રૂષી વ્યાસજીયે તત્વ વિચાર કરીને તથા મનન કરીને શાસ્ત્રો કહેલાં છે.

બ્રહ્મા રૂદ્રના સંવાદના પુરાતન ઇતિહાસનું વીવેચન કરવા માટે બ્રહ્મા પોતાના લોકમાંથી પર્વત ઉપર નીત્ય આવતા હતા. એક સમે બુધીમાન એવા દેવ જે બ્રહ્માજી ત્યાં બેઠા હતા તેવામાં તેમના લલાટેથી ઉત્પન થયેલ તેમના પુત્ર રૂદ્ર અકસ્માત ત્યાં આવી ચઢયા તે મહાત્મા યોગી ત્રણ નેત્રવાળા આકાશ માર્ગે આવ્યા ને રૂદ્રે બ્રહ્માની પાસે પ્રશ્ન કર્યો બ્રહ્માના બંને ચરણમાં પ્રણામ કરીને ચરણમાં પડેલા રૂદ્રને જોઇને ભગવાન પ્રજાપતિએ ડાબા હાથવડે ઉઠાડયો. હે બાલ તું ભલે પધાર્યો, હવે આનંદ વાત થઇ હે પુત્ર તુ ઘણા ઘણા પુરૂષ કહે છે તો તે વાતતો પિષ્ટ પેષણ છે એમાં કાંઇ શાસ્ત્રો વડે પ્રતિપાદન કરવા જેવું નથી. અને તે જોવા જેવું તથા વિચારવા જેવું પણ નથી. તેને સમજાવે તેનું નામ પરમાણુ આત્માનો ભેદ માટે વેદે કહેલા તત્વમસી આદીવચનો, ઉપાસના દી ગૌણ બતાવનાર તેવોપણ અભેદ અથવા એક તત્ત્વ પુરૂષ હું તને કહીશ. મંત્ર કહીશ. ફલની ઇચ્છા રાખીને શાસ્ત્રના નીયમે રહિત શ્રધા વીનાના, દક્ષણા રહીત, સ્વર રહીત, કરેલે. યજ્ઞ તામસ કહેવાય છે દેવ એજ ગુરૂ અને વિદ્વાન જ્ઞાતિ પુરૂષનું પુજન તથા પવિત્ર સરલતા નીયમસર એને એ ચાર રીત તે શરીરનું તપ કહેવાય. મનની પ્રસનતા, સંભવ વીના ન બોલવું તે મનના તપ કહેવાય છે. ફલની ઇચ્છા વીનાના પુરૂષે પરમ શ્રદ્ધા પૂર્વક ઉપર કહેલું તપ સાત્વીક તપ કહેવાય છે.

હંસ ઉવાચ--હે જનાર્દન હે ભગવાન હે તાત આ લોકને વીષે બ્રાહ્મણો માટે પૃથ્વીને વીશે રહેનાર દેવતાઓ છે. તેઓના મુખમાંથી વેદ નીકળે માટે એમને સારી રીતે પ્રસન્ન કરવા જોઇએ. હે રાજન હે મહા બાહુ પુર્વે સત્યુગને વીશે અવાકર નામે રાક્ષસ હતો.

તેણે બદ્રીકાશ્રમમાં જઈને ઘણા વરસ તપ કર્યું ત્યારે બ્રહ્મા પ્રસન્ન થયા ત્યારે અભયવર માગ્યો કે. હું સર્વભુતથી અભય થાઉં એમ માગ્યું. તથાસ્તુ. પણ તારે બ્રાહ્મણનું અપમાન કરવું નહીં. કારણ કે, હું બ્રાહ્મણ છું તેથી તે રાક્ષસ બળવાન હતો, દેવતાને સંતાપવા લાગ્યો. તેના બલથી તીરસ્કાર પામેલા દેવતાઓ એકઠા થઇ બ્રહ્માને કહેવા લાગ્યા કે, હે દેવ! રાક્ષસ બહુ દુખ દે છે માટે તેનો વધ થાય તેમ કરો. તેની પ્રાર્થના સાંભળી બ્રહ્મા કહે છે કે, તેનું થોડા વખતમાં મ્રત્યુ છે તે તમોને કહું છું. દુર્યોધન રાજા તેનો સખા થશે. તેના બંધાગમા બ્રાહ્મણોનું અપમાન કરશે. તેથી ક્રોધ પામેલા વાણી રૂપી બળવાલા બ્રાહ્મણો હુંકારથી તેને બાળી નાખશે, એ રીતે પપરૂપ નાશ પામશે. આ પ્રમાણે દેવતાઓને કહ્યું. તે અત્યાકર રાક્ષસ સુતો છે. હે પાર્થ ધર્મથી હણાયેલા તમારા રાજાઓ પણ સ્વર્ગમાં ગયા માટે તેમનો શોચ ન કરો.

---

શ્રી વિશ્વકર્માનું જ્ઞાન હવે પછી કહેવામાં આવે છે હવે વિશ્વ કર્માનાં કેટલાં રૂપ છે અને કયે કયે ઠેકાણે પ્રગટ થયાં છે તે કહેવામાં આવે છે.

જે આઠ ભુજાવાળા વિશ્વકર્મા તે સર્વ દેવતાના પીતામહ છે અને જે ચાર ભુજાવાળા છે તે સર્વ દેવોએ પુજીત છે તેમજ સમસ્ત શાસ્ત્રના પ્રકાશકો તથા સ્થાવર જંગમ પ્રાણી માત્રના રક્ષણ કરનાર વિશ્વકર્મા છે. બે ભુજાએ કરી વિદ્યમાન સુંદર આકૃતિવાળા સર્વમાન્ય તથા બ્રહ્મ કર્મને વિશે પ્રવિણ એવા દેવ પુરૂષ સ્વરૂપે આઠ ભુજા સહિત પ્રગટ થયા તથા સ્થાવર જંગમ

માં અનંત શકતી યુકત પ્રકાશવંત છે અને સર્વ દેવોનું રક્ષણ કરનાર છે તથા સમસ્ત પ્રજાના પતિ ચાર વેદને જાણનાર અને અત્યંત સ્વરૂપવાન છે. તે વિશ્વકર્મા ચાર ભુજાથી પ્રગટ થયેલ છે તે જ્ઞાનમાં વયોવૃદ્ધ છતાં ગુરુના પણ ગુરુ છે અને શીલ્પ વિદ્યા માં શ્રેષ્ટ છે. જગત પ્રસીદ્ધ વિશ્વકર્મા સત્ય યુગને વિશે શુદ્ધ બ્રહ્મ કુળમાં દેવોના સમુહ સહવર્તમાન રાજાઓ અને મનુષ્યે પ્રાર્થના કરી તેથી તે યુગમાં માર્ગશીર્ષ માસના શુક્રવાર રેવતી નક્ષત્ર શુભ લગ્ને અભીજીત નક્ષત્રે સાડા અગીયાર વાગ્યાને સમયે સમ સ્ત જીવોના કલ્યાણાર્થે પ્રગટ થયા. ત્રેતા યુગમાં કાર્તિક શુદ ૧૫ ને દીવસે પ્રભાસમાં સોમનાથ રૂપે પ્રગટ થયા અનેક નામોથી જગવીદીત થયા. જે જ્યોતિર્લીંગ પણ કહેવાણા દ્વાપર તથા કલી યુગની સંધીમાં માઘ માસ શુદી ૧૩ ના રોજ ઇલોર ગઢમાં શ્રી ચતુર્ભુજ રૂપે લોકોનાં કલ્યાણ માટે પ્રગટ થઇને વીરાજી રહેલ છે તે નીરંતર અતી ઉત્તમ શુભ વૈભવ મોક્ષના સ્થાનને આપનાર શીલ્પી (સ્રષ્ટા) જે જીવોના નેત્ર રૂપે પ્રગટ થયેલ છે.

તે વિશ્વકર્મા સ્થાવર જંગમ પદાર્થને પણ બ્રહ્મરૂપથી નીર્માણ કરે છે તથા ઉત્પત્તિ સ્થીતિ લય પણ પોતેજ કરે છે. તે વિશ્વકર્મા ને પાંચ પુત્ર અને પાંચ પુત્રીઓ ઉત્પન્ન છે તેઓનાં નામ આ પ્રમાણે છે: ૧ સીદ્ધિ ૨ બુદ્ધિ ૩ ઉર્જસ્વતિ ૪ સંજ્ઞા ૫ પદ્મા એ પાંચ પુત્રીઓ પૈકી સીધ્ધિ બુધિ શ્રી ગણપતિને પરણાવી તેના અંગથી લક્ષ લાભ નામના બે પુત્રો થયા. ઉર્જસ્વતી શુક્રાચાર્યને પરણાવી. સંજ્ઞા સૂર્યને પરણાવી પાંચમી કન્યા મનુને પરણાવી. એ પ્રમાણે પાંચ પુત્રીઓનાં નામ કહ્યાં: હવે પાંચ પુત્રોનાં નામ

સાંભળો. મનુ ૧ મય ૨ ત્વષ્ટા ૩ શીલ્પી ૪ તક્ષક ૫ (દૈવજ્ઞ) એ બ્રહ્મ રૂપ વિશ્વકર્માંથી પાંચ પુત્રો ઉત્પન્ન થયા. પૂર્વ મુખથી મનુ, દક્ષિણુથી મય, પશ્ચિમથી ત્વષ્ટા, ઉત્તરથી તક્ષક અને ઉર્ધ્વ મુખથી (ઉપર મુખથી) શીલ્પી થયા. તે પાંચે મુનીશ્વર હતા. તેમાં મય ભુવન બનાવવાનું કામ કરનાર, મનુ લોખંડનું કામ કરનાર, શીલ્પી પાષાણુના ભેદને જાણુનાર ત્વષ્ટા ધાતુનાં વાસણો બનાવનાર તક્ષક સુવર્ણુના ભેદને જાણુનાર, તથા બનાવનાર, એ પ્રમાણે વીશ્વકર્માંના આજ્ઞાથી એ પાંચે પુત્રો પોતાના કાર્યમાં તત્પર રહ્યા મનું સંહાર કર્તાં છે, મય પાલન કર્તાં છે, ત્વષ્ટા ઉત્પન કરતા છે શીલ્પી રચના કરનાર એટલે દેવ મંદીર આદી બનાવનાર છે દૈવજ્ઞ, દાગીના આભુશણુ બનાવનાર છે. આ પ્રમાણે લોકોના કલ્યાણુમાં જુદા જુદા નીર્માણુ કર્યા છે, મનુ શંકર રૂપ છે, મય શીવ રૂપ છે. ત્વષ્ટા બ્રહ્મ રૂપ છે, શીલ્પી મહેન્દ્ર (ઇન્દ્રરૂપ છે, અને દૈવજ્ઞ નારાયણુ રૂપ છે. આ જણુાવેલા પાંચ પુરૂષો ક્રમે કરી, માટી લાકડું પથર અને ધાતુ વીગેરે ચીજોની ચીત્ર વિચિત્ર રચનાઓને રચે છે તથા દેવલોક મૃત્યુલોક અને આકાશના ભાવને પણુ ચીત્ર વિચીત્ર દેખાડે છે. એ પાંચેય વિશ્વકર્માંની મૂર્તિ રૂપ છે માટે તે શુભ કામમાં પ્રાસાદ ગૃહ મહેલ વગેરેના કાર્યારંભમાં તેઓનું એટલે પાંચેનું પુજન કરવું. કારણુ કે તેઓ અચેતન એટલે જડને ચેતનહાર કરનારા છે અને તેઓ પંચાલ તેથી કહેવાય છે અને તેઓ (યંત્ર) સંચા પ્રતિમા વગેરે કરે છે એટલુંજ નહી પણુ આકાશમાં ફરતાં શીશુમાર ચક્ર ધ્રુવ ચક્ર તારા ચક્ર વીગેરે પણુ તેની રચના છે. રથો પાલખી વિમાનો આકાશમાં ગતિ કરતાં સર્વે સાધનો તેણે બનાવ્યાં છે. એ પાંચ રૂપ પૈકી મનુને રૂપાનો, મયને

વાંસનો ત્વષ્ટાને ત્રાંબાનો શીલ્પીને લોઢાનો દૈવજ્ઞને લોઢાનો દંડ છે. તે પાંચ રૂપોના દંડને જે જાણે તે ભયથી મુકત થઇ જાય છે વળી તે પાંચ રૂપે સુત્રને ધારણ કરે છે તે એજ કે મનુને રૂપાનું સુત્ર, મયને બ્રહ્મ સુત્ર, ત્વષ્ટાને ત્રાંબાનું શીલ્પીને કપાસનું અને દૈવજ્ઞને સુર્વણનું સુત્ર છે એ પ્રમાણે દંડ (ગજ) સુત્રોની વાત કરી હવે પછી એક વખત ઉકત પુરૂષોએ પોતાના પીતા (વિશ્વ કર્મા) પ્રત્યે પુછયું, હે પીતાજી સુખને ઇચ્છનારા પુરૂષોએ આપનું પુજન કેવી રીતે કરવું તે કહો. ત્યારે વિશ્વકર્મા કહે છે, હે પુત્રો ભુવન પ્રાસાદ–મહેલ–સ્થતી છાદ્ય (છત) મોભ દ્વાર શાખા અને પ્રવેશ વખતે એટલા સ્થાનોએ મારૂં અવશ્ય પુજન કરવું જોઇયે જેઓ નહી કરે તેઓ દુખી થાય છે માટે આ પુજન જરૂર કરવું જોઇયે (જેને આપણા લોકો વાસ્તુ કહે છે અને તેમાં તે તે ઠેકાણાનું, વેના દેવોનું પુજન જરૂર કરવું જોઇયે) માટે પ્રથમ સીધિ બુધ્દ સહિત ગણપતીનુ પછી ગજ સુત્ર આદીનું પછી (કડીયા સલાટ) સુત્રધાર (સુથાર) નું પુજન કરવું. બ્રાહ્મણોનું પુજન કરવું, અને સરવેને મીષ્ટાન જમાડવું, દક્ષિણા આપવી પછી જે કાર્ય કરવું હોય તે કરવું. આ કાર્ય આપણે વાસ્તુમાં કરીયે છીયે પણ આરંભમાં પણ કરવું જોઇયે તે કયારે કે ખાત મૂહૂર્ત (પાયો નાખે ત્યારે) માં કરવું જોઇયે. વિશ્વકર્મા કહે છે કે હે પુત્રો એ પ્રમાણે મારી પુજા કરવાથી સુખ શાંતિ થાય છે.

શ્રી વિશ્વકર્મા કાશીવિશ્વેશ્વરની આજ્ઞાથી લોકના કલ્યાણાર્થે દ્વાપર કલીના આરંભે માઘ શુકલ ૧૩ ને દીવસે પર્વતોનો રાજા જે ઇન્દ્ર કીલ પર્વત કહેવાય છે (જેને આપણે ઇલોરાના પાહાડો કહીયે છીયે) તેના ઉપર જઇને સર્વ દેવસંગાથે શોભાયમાન હતા.

સૌ દેવ સાથે શોભતા એવા દુગ્ધેશ્વર જ્યોતિર્લીંગ મહાદેવની સમીપ ગીરજા ગંગાના તીરનો આશ્રય કરીને રહ્યા. જગત પુજ્ય વિશ્વકર્મા ત્યાં પ્રાસાદ આદિ ચીત્ર વિચીત્ર રચના કરી માટે જે પાપની શાંતિને માટે તે વિશ્વકર્મા આદી દેવાનું દર્શન કરશે તે પ્રાણી આ લોકમાં સુખ ભોગવીને વિશ્વપદને પામશે.

તે વિશ્વકર્મા મનુ રૂપે પ્રગટ થયા તેને ચાક્ષુસ એવે નામે લોકોએ કહ્યા. ધર્મ શાસ્ત્રમાં કુશળ હતા. પુરૂ-પુરૂષ સુદ્યુમ્ન વિશ્વા સાધ એ ચાક્ષુસુના પુત્રો તેણે માયાયે કરી મનુષ્ય દેહ ધારણ કર્યો છે. એ પ્રકારે સર્વ ગુણ સંપન્ન ચાક્ષુસ વંશે જગતને વિશે સર્વ કામની સિદ્ધિને માટે પ્રવર્તમાન થયા. પ્રાસાદ ભુવન, બાગ બગીચા પ્રતિમા ભુશણુ તલાવ વાટીકા વન કુવો કેટલાએક દેવોના પ્રાસાદાદિને કરવા વાલાજ વિશ્વકર્માના ચાર પુત્ર નામાંતરે પ્રસીદ્ધ છે. તેઓનાં નામ. અનૈકપાદ સહીબુધી. વિરૂપાક્ષ ને રૈવત એવે નામે વિશ્વ જેનું પુજન કરે છે એવા વિશ્વકર્માના ચાર પુત્રો તેઓની વૈશ્ય આદી સંજ્ઞા જાણવી (ચારગ, વૈશ્ય આદિ સંજ્ઞા જાણવી અને (૧ ની બ્રાહ્મણુની સંજ્ઞા જાણવી. ) જેવી ઉત્પતી તેવી નાતી અને ગુણ વડે કરીને પ્રખ્યાત છે.

વિશ્વકર્માના વક્ષસ્થલ (છાતીથી.) વૈશ્ય થયા. મધ્યથી મેવાડા ધુટણથી ગુર્જર થયા. પગથી પંચાલી. કેડથી કુશળ એવા કારીગરો થયા. એ વિશ્વકર્માના અંગથી ઉત્પન થયા પણ કર્મ પ્રમાણે અધીકાર પામ્યા. તેથી અન્ય, જાતી કહેવાયા. સોમનાથની આજ્ઞાથી કેટલાક સોમપરા પણ કહેવાણા.

એ પ્રમાણે જાતિ નીર્ણય કહી બતાવ્યો. હવે પછી ધ્રાંગધ્ર ગઢનો મહિમા કહેવામાં આવે છે:

વિશ્વકર્માએ વૈશ્ય સુત્રધારને કહ્યું કે બનારસમાં વિશ્વનાથનું ધામ છે ત્યાં બીજા પ્રાસાદ તથા ભુવન ધાટ મંદીર વીગેરે બનાવો ત્યાં પૂર્વે ત્વષ્ટાએ ગુરૂ દક્ષિણા આપવા સારૂ પોતાના નામના શીવ લીંગની સ્થાપના કરી સેવા કરી તેથી શીલ્પ શાસ્ત્રમાં કુશળ થવા માટે ગુરૂને આશ્રમ આદી પદાર્થો દક્ષિણામાં આપ્યા. તે શીવલીંગનું તમો પુજન કરો તેથી તમો સર્વ ક્રીયામાં કુશળ થશો. વલી દક્ષિણમાં ઇલકીલ પર્વત છે જેને હાલ ઇલોર ગઢ કહે છે અને તે ઉપર મારૂં તથા દેવોનું ધામ છે તેને તમે યુગને અનુસરીને પ્રાસાદી દેવસ્થાન જેવી રચના કરો આ આજ્ઞાથી વૈશ્ય સુત્રધારે વિશ્વકર્મા ઇત્યાદિકનાં ધામો કર્યાં. હવે ઇલોર ગઢનો વીસ્તાર કહેવામાં આવે છે:—

ઇલોરગઢનો વીસ્તાર એક યોજન છે. એ પહાડની અંદરનો ભાગ રહેવા દઇને પાસાનો ભાગ કોરી કાઢેલો છે તેમાં મોટા ખંડો આશરે ૩૦ છે. તે બધા એક પથરમાંથી કોરી કાઢેલ હોય તેવા દેખાય છે. તે ઠેકાણે વિશ્વકુંડ છે. બ્રહ્મા, વિષ્ણુ, માહેશ્વર વગેરે દેવોના ત્યાં મંડપો છે, તેની પાસે સાધુઓનાં સ્થાનકો છે. તેની એક બાજુની લંબાઇ આશરે ૨૬૦ ગજની છે. બીજી બાજુની ૧૮૨ ગજની છે એ બને દેવસ્થાનોની વચ્ચે ખડબચડો પગ રસ્તો છે. તે પણ અરધા ગાઉને આશરે છે બધી મલી ૪૪૨ ગજ લંબાઇમાં રચના કરી છે. તે પ્રાસાદની ઉંચાઇ આશરે ગજ ૪૦–૪૮ સુધીની છે. તે આશરે ૩૦૦૦ વર્ષ પહેલાં થયેલું હોય એવું અનુમાન થાય છે. તેમજ તે કામો ઘણા નકશીવાળા અને શોભાયમાન મજબુત શીલ્પ શાસ્ત્ર પ્રમાણે હસ્તક્રીયા તથા સાધન વડે સુત્ર

ધારોએ શોભાયમાન કર્યા છે. તેમાં ચાર પાંચ માળ ઉપર અગાશીઓ છે, તથા કેટલીક જગ્યા પર ઘુમટો છે. કેટલીક જગ્યાઓ ઉપર છાપરા ઘાટના ઘુમટો છે તેમાં થાંભલા જાલી બારણાં વીગેરે કરેલ છે તેનો અંદરનો દેખાવ ઘણો શોભાયમાન છે. જમીન સપાટ કરી તેના ઉપરથી દીવાલના ઉપલા માલા સુધી દ્વારો તથા થાંભલામાં હાથી આદીનાં ચીત્રો જાણે હમણાં બોલશે એવી કારીગરીથી બનાવ્યાં છે. હવે પછી કૈલાસ નામના પ્રાસાદનું વર્ણન કરે છેઃ તે ધામ ઘણું મોટું છે માટે તેની યાત્રા કરવી જોઇયે. તેની આગળ મોટો દરવાજો છે તેમાં જતાં પહેલું ચોગાન (મેદાન) આવે છે. પછી નાના પુલની નીચે થઇને જતાં એક ચોતરો આવે છે. તે ચોતરા ઉપર નંદીકેશ્વરનું સ્થાપન છે તેની બાજુઓ નકશીવાળી છે તે શીલ્પીઓએ આજે જ બનાવી હોય તેવી દેખાય છે. પછી ગુફામાંથી જતાં આગળ બે મોટા ચોપદારો (છડીદાર) આવે છે ત્યાંથી આગળ જતાં ગજાવર મંડપ આવે છે તેની જમણી બાજુએ કીલાનો દેખાવ છે અને તેમાં હાથી સીંહ આદી અનેક જાતનાં ચીત્રો છે. આખા મંદીરની શોભા એના આધારે છે. તેમાં જવાનો રસ્તો ઓરડામાં છે પણ હાલમાં તે બંધ પડેલો છે. દેવમંદીરમાં પેસતાં અગાડીથી સાંકડો અને અંદરથી પહોળો રસ્તો છે તેનું કારણ દેવમંદીરમાં એકદમ જવાય નહીં તેથી તેમાં હાથી વીગેરેનાં એવા રૂપો મુકેલાં છે કે જાણે દીવાલો તેને આધારે રહેલ હોય તેમ દેખાય છે. મોટા દ્વારમાં જતાં આગલા ત્રણ ઓરડાઓ છે તે વચલા ઓરડામાંથી જતાં સાત પગથીયાં ચડવા પડે છે ત્યાર પછીના મંડપમાં નંદીકેશ્વરનું સ્થાનક છે. એ મંડપની બે બાજુએ દરવાજા છે. તેની સામા

દીપમાળાના સ્થંભો છે. તેની ઉંચાઇ ૧૮ હાથની છે તેમાં ગેલ આકારમાં ગોખલાઓ છે. ત્યાંથી ત્રણ પગથીયા ચડતાં મોટો મંડપ દેખાય છે. બે ચોરસ થાંભલાઓ છે ત્યાર પછી પગથીયાં ચડતાં મોટો દરવાજો આવે છે. ત્યાં બે છડીદારો છે. થાંભલાની હારો છે તેની બન્ને પાસે ખુલ્લા મંડપો છે વચલા મંડપમાં શિવલીંગ છે. તેની જલાધારી ઘણી સુંદર છે. તેની બાજુથી જતાં એક ઓટલો આવે છે તેની સાથે નાનાં દેરાં આવે છે તેમાં મૂર્તિ બેસાડેલી નથી. પડી ગયેલા ઓરડાઓના ભાગમાં સાધુ રહે છે ઉપલે માળે એક દરવાજામાં પેસતાં બે ચોપદાર હાથમાં છડી લઇને ઉભા છે. ત્યાં જલાધારી શીલાની છે. ત્યાં મધ્યે શીવલીંગ છે પૂર્વે તેમાં ત્રણ અવતાર દેખાતા હતા. હવે પછી બે રહ્યા તેની નીચે ભોંયરામાં એક ઓટલો છે. તેના ઉપર સર્વ દેવોની મૂર્તિઓ છે તેમાં સરવે દેવોના નામો લખેલ છે એ કૈલાસ પ્રાસાદનો વીસ્તાર થઇ શકે તેમ નથી. મુખ્ય વસ્તુઓ સંક્ષેપથી લખી છે. બીજા પ્રાસાદોમાં રામકૃષ્ણ પાન્ડવ તથા ઇન્દ્ર આદી દેવોની સભાની રચના કરેલી છે તેમાં બુદ્ધ ધર્મની મૂર્તિઓ છે. ઋષીના સ્થળો, સાધુઓના મઠો ઇત્યાદી શીલ્પ શાસ્ત્ર પ્રમાણે શોભાયમાન કરેલાં છે તે મધ્યે મોટો પ્રાસાદ લાંબો ગજ ૫૫ તથા પહોળો ત્રીસને આશરે છે તેની મધ્યે વિશ્વકર્મા સુત્રધાર તથા શીલ્પીઓના ગુરૂના મંડપ છે. તેનો વીસ્તાર લાંબો ગજ પીસતાલીશ ને પહોળો ગજ ૨૨ નો અને તેનો ઘુમટ ઉંચો ગજ સતર છાપરાના ઘાટનો છે. તે એક પાશુમાંથી કોતરી કાઢેલો દેખાય છે. તેમાં જવાનું દ્વાર નકશી કામથી શોભે છે તેમાં થાંભલાની હાર છે. બાજુની દીવાલમાં ગોખ કરીને તેમાં સુત્રધારોની મૂર્તિ આશરે ૩૬૦

બેસાડેલી છે. તેમાં ચીત્ર કામો કરેલાં છે તેમાં મધ્યે વિશ્વકર્માની પ્રતીમા છે એની શોભા ઘણી અલૌકીક છે. પછી દક્ષિણ દીશામાં પ્રાંસાદ ભુવન જળાશય આદી સ્થળો પદાર્થોથી એવા રચ્યાં છે કે પશુ પંખી કે માનવીઓ જેમ અમૃત પીને તૃપ્ત થાય તેમ તે સ્થળમાં રહીને તૃપ્ત થાય છે. ત્યાં સર્વ પદાર્થનો લાભ થાય છે.

વિશ્વકર્માએ સુત્રધાર મેવાડીને આજ્ઞા કરી કે મેવાડ દેશમાં નગરો ભુવનો પ્રાસાદો જળાશયો વાહનો ઇત્યાદીની રચના શીલ્પ શાસ્ત્ર પ્રમાણે કરો. ઉજ્જનમાં હરસીધ માતા તથા ક્ષીપ્રા નદીનું તીર્થ છે. તથા મહાકાલેશ્વર મહાદેવનું ધામ છે, તેની સેવા કરો એટલે તમો શીલ્પ કળામાં કુશલ રહેશો અને તમોને જનોઇનો વંશ પરંપરા અધીકાર રહેશે પણ તમારે ઉપવીત (જનોઇ) વેદવીધી પ્રમાણે ધારણ કરવી જોઇશે તે પ્રમાણે મેવાડાએ ત્યાં જઇ શંકર ની સેવા કરી પૂર્વે ગુરૂ જેમ સંકલ્પથીજ તૈયાર કરતા હતા તે પ્રમાણે તેઓએ પણ કરી.

વિશ્વકર્માએ સુત્રધાર ગુર્જરને આજ્ઞા કરી કે તમે પશ્ચિમ તરફ નગર ભુવન જળાશય આદીની રચના કરો. ડાકોરમાં ડંકેશ્વર મહાદેવની સેવા કરો બોડાણા સાથે દ્વારકાથી રણછોડજી આવશે તેનું મંદીર શીલ્પ શાસ્ત્ર પ્રમાણે કરજો તેનું પુજન કરશો એટલે કુશળ રહેશો વંશ પરંપરા એ પ્રમાણે ગુજરાતમાં જઇ સર્વ કામો લાકડાથી શીલ્પ શાસ્ત્ર પ્રમાણે હાથથી એજારો વડે શોભાયમાન કર્યાં કે જાણે દેવતાઇ કામો હોય. પણ તે મનુષ્ય કૃત છે.

ત્યાર પછી પંચોળીને આજ્ઞા આપી કે તમે ઉત્તર તરફ બદ્રીકેદારેશ્વરનું મોટું ધામ છે તેનું પુજન કરશો એટલે તમો

શીલ્પ કળામાં કુશળ રહેશો ત્યાર પછી પંજાબ આદી દેશમાં ભુવન નગર જલાશયની રચના કરો ગંગાદ્વારમાં કેદારનાથની સેવા કરો. દેવસ્થાન, નગરો, જલાશયો, કીલાઓ, વાહન આદીના કામો શીલ્પ શાસ્ત્રને અનુસરીને કરજો. સમુદ્રને પાર ઉતરવા સારૂ વહાણ આદી કરજો. આ પ્રમાણે ભરતખંડમાં શીલ્પ શાસ્ત્ર પ્રમાણે કામ કરજો તેથી તે પ્રમાણે તેમણે બનાવ્યાં.

ત્યાર પછી અન્ય કારીગરોને કહ્યું કે તમો સુત્રધારનો આશ્રય લઇ સર્વ દીશામાં ભુવન ઇત્યાદી ચણતર કામો કરજો અને તમે પરસ્પર સંપીને ચાલજો એટલે સુખી થશો આ પ્રમાણે વિશ્વકર્માએ આજ્ઞા કરીને પછી પોતે ચતુર્ભુજે કરીને ઇશ્વર ગઢમાં બીરાજે છે. એ પ્રમાણે જે કોઇ પ્રાણી ઇષ્ટ દેવનું ચરીત્ર સાંભળશે તે ઉત્તમ એવા સુખને પામશે.

ઇતિ ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# અગાઉથી ગ્રાહક થનારના નામો.

| | | |
|---|---|---|
| ૨૫ | મીસ્ત્રી | હરજી લખુ ભડલી. |
| ૧૦ | ,, | રામજી દેવજી ખીરોઈ. |
| ૫ | ,, | ભવાન લાલજી સાયરા |
| ૫ | ,, | ખેતસી રતનજી ભુજ. |
| ૫ | ,, | મેગજી બેચર ખાખર. |
| ૫ | ,, | વીરજી કુંવરજી મોડસર. |
| ૫ | ,, | માંડણ સુંદરજી ફતેગઢ |
| ૨ | ,, | કાનજી ઉકરડા ભડલી |
| ૨ | ,, | બેચર કુંવરજી કોટડા. |
| ૨ | ,, | તુલસી પીતાંબર કોટડા. |
| ૨ | ,, | જાદવજી દેવશી રૈયા. |
| ૨ | ,, | વેલજી પચાણ વરસામેડી. |
| ૧ | ,, | પીતાંબર કુંવરજી રામપર અબડાસા. |
| ૧ | ,, | કારા વાગજી—અંજાર. |
| ૧ | ,, | માધવજી ભવાન—ભટ. |
| ૧ | ,, | ખેતા ઉકરડા—કાંડાગરા |
| ૧ | ,, | માવજી દેવશી રૈયા |
| ૧ | ,, | લખા કરશન રૈયા. |
| ૧ | ,, | નાનજી ગાંગજી રાયપર |
| ૧ | ,, | પ્રેમજી દેવશી ભટવારા. |